વિવિધ ગ્રન્થમાળા—પુસ્તક ૨૯ મું—વર્ષ ૩ જું.

દર વર્ષે પૃષ્ઠ ૧૫૦૦ મૂલ્ય રૂ. ૧ાા પાકાં પૂઠાં ૩, પો. માફ.

પ્રસિદ્ધ કર્તા:

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

# નામદાર શહેનશાહ

અને

## શહેનશાહ બાનુ.

### એમના જીવનમાંથી લેવાનો બોધ.

લેખક:—અમૃતલાલ સુંદરજી પઢિયાર.

મુખ્ય સ્થળ: મુંબઈ. શાખા અમદાવાદ.

કાચું પૂઠું ૦)=
પાકું પૂઠું ૦ા.

વિવિધ ગ્રંથમાળા વર્ષ ત્રીજું સં. ૧૯૬૯.

# નામદાર શહેનશાહ

અને

# શહેનશાહ બાનુ

## એમના જીવનમાંથી લેવાનો બોધ.



લેખકઃ—વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.
મુ. ચોરવાડ. (કાઠિયાવાડ).



પ્રસિદ્ધ કર્ત્તા—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
તરફથી મંત્રી ભિક્ષુ—અખંડાનંદ ઠે. કાલબાદેવી રોડ—મુંબઈ.



આવૃત્તિ પહેલી. પ્રત ૫૩૦૦ સંવત્ ૧૯૬૯.



મૂલ્ય ૦-૨-૦ પાકું પૂઠું ૦। પો. જુદું.

# ગ્રંથસ્વીકાર.

આ સંસ્થાને ભેટ દાખલ મળેલાં નીચેનાં પુસ્તકો આભાર સહિત સ્વીકારી વાંચકવર્ગની જાણ માટે તેનાં નામ, મૂલ્ય, કદ, ઈ. હકીકત નીચે આપવામાં આવે છે.

**અગત્યની સૂચના**—આ મથાળા નીચે જણાવતાં બહારનાં પુસ્તકો આ સંસ્થામાંથીજ મળતાં હશે એમ ભૂલથી સમજીને કેટલાકો તે અહીંથીજ વેચાતાં મંગાવે છે. જે દરેકને ઉત્તર લખવાનું બનતું ન હોવાથી વિનંતિ કે દરેક પુસ્તકના નામ ઇ. ની નીચેજ તે મળવાનું ઠેકાણું પણ આપેલું હોય છે માટે ત્યાંથીજ તે પરબાર્યું મંગાવી લેવું.

**સ્વર્ગનો ખજાનો.** (આવૃત્તિ ૨ બીજી.)

લેખક—વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.

વિષય—પ્રભુભક્તિના સુબોધક (૧૨૫) દાખલા.

કાગળ ગ્લેજ ૬૦ રતલી. પૂઠું-પાકું સોનેરી.

કદ ૧૨ પેજી પૃષ્ટ ૪૦૦ મૂલ્ય રૂ ૧) પોષ્ટેજ ૦)॥

મળવાનું સ્થળ-કર્તાને ત્યાંથી. ઠે. કાલબાદેવી રોડ મુંબઇ.

**સ્વર્ગની કુંચી** (ત્રીજી આવૃત્તિ)

લેખક તથા મળવાનું સ્થળ—ઉપર પ્રમાણે.

વિષય—પ્રભુ ભક્તિ ઈ૦ ના ૨૧૦ સુબોધક દાખલા.

કાગળ—કેટ્રીજ, ૭૫ રતલી પૂઠું પાકું સોનેરી.

કદ ૧૨ પેજી પૃષ્ટ ૩૪૦ મૂલ્ય રૂ ૧, પોષ્ટેજ ૦)॥

"કુદરતી ઇલાજો"ના અતિ ઉપયોગી વિષયનાં નીચલાં પુસ્તકો તથા ચિત્રો તેના લેખક અને પ્રકાશક. એ. પી. માદન—એઓ તરફથી મળ્યાં છે. ઠે. લોવર કોલાબા નંબર ૩૭૧ મુંબઈ.

(૧) જીવનશક્તિનું બંધારણ—એટલે ઉંડા લાંબા દમ લેવાની, તથા હાર્ટ, ફેફસાં, હોજરી અને સઘળા મુખ્ય અવયવોને મજબૂત કરવાની સંપૂર્ણ રીત. અમેરિકાના અનુભવી બરનાર મેકફેદનની "બિલ્ડીંગ ઑફ વાઇટલ પાવર" નામે પ્રખ્યાત બુક ઉપરથી. કદ ડેમી અષ્ટપત્રી સુમારે પૃષ્ટ ૨૦૦, ઉપરાંત ૧૩ સ્થળે થઇને ૩૦–૪૦ ઉપયોગી ચિત્રો છે. કાગળો સારા, પૂઠું પાકું સોનેરી, મૂલ્ય રૂ ૨)

(૨) દવા વગરનો દાક્તર—અથવા તનદરોસ્તીનો ઇલમ.
કદ ડેમી ૮ પેજી પૃષ્ટ ૧૦૦, પૂઠું કાગળીનું, મૂલ્ય ૦॥=

(૩) ખહિ-ક્ષયરોગ તેના ઉપાયો, પૃષ્ટ ૩૨ મૂલ્ય ૦।-

(૪) દૂધનો ખોરાક—તે લેવાની રીત. ૧૬ પેજી પૃષ્ટ ૨૦ મૂલ્ય ૦।

(૫) કબજીયાત—૮ પેજી પૃષ્ઠ ૧૬, સાદું પૂઠું, મૂલ્ય ૦)॥

(૬) નીચે લખ્યા પ્રમાણેની સાદી તથા અતિ ઉપયોગી કસરતો કેમ કરવી તે વિષયનાં ચિત્રો તે સંબંધી જુદી છાપેલી યોગ્ય સમજૂતી સહિત એજ ગ્રહસ્થ તરફથી મળ્યાં છે.

૧ ગરદન તથા બરડાની કરોડને મજબૂત કરવાની ખાસ કસરતોનાં સાત ચિત્રોવાળો કાગળ કીં. ૦)=

૨ કબજીયાતની તથા સ્ત્રી ઉપયોગી ખાસ કસરતોનાં બાર ચિત્રોનો કાગળ મૂલ્ય ૦)॥

૩ દમ લેવાની ખાસ કસરતોનાં આઠ ચિત્રોની આર્ટપેપર પર છાપેલી બૂક કિં ૦।-

૪ કમ્મરની મજબૂતી માટેની ખાસ કસરતોનાં ચિત્ર આઠ વાળો કાગળ કિં ૦)=

**પાગલ હરનાથ.** ભાગ ૧ લો.

લેખક—શ્રીયુત્ નર્મદાશંકર બાળાશંકર પંડયા.

વિષય—વિદ્યમાન ભક્તરાજ શ્રી હરનાથજીના ભક્તિપૂર્ણ પત્રો.

કદ—૧૬ પેજી, પૃષ્ટ ૧૫૦, કાગળ સારા, પૂઠું સાદું.

મૂલ્ય ૩ ૦ાા પો૦)૦ાા, સ્થળ—કર્ત્તા પાસે, ઠે૦ શાહપોર, સુરત.

**મારી માનસિક મૂર્તિઓ અથવા ગરવી ગુજરાતના પુરાણા સાહિત્યનું ઈતિહાસની દ્રષ્ટિથી વિવેચન.**

કર્ત્તા—શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા બી. એ. મુંબઈ.

કદ—ડેમી અષ્ટપત્રી પૃષ્ટ ૮૬ તથા એજ વિષયનાં અંગ્રેજીમાં બીજાં શુમારે એટલાં પૃષ્ટ છે, કાગળ ગ્લેજ, પૂઠું સામાન્ય.

મૂલ્ય—૩ ૧). સ્થળ, કર્ત્તા પાસેથી ઠે. ગીરગામ બેકરોડ મુંબઈ

**पंच इंद्रिय चारित्र.** (તથા બીજા વેદાન્તના વિષયો હિંદી કવિતામાં)

પ્રસિદ્ધ કર્ત્તા—છગનલાલ વિદ્યારામ રાવળ. મુ. નાંદોદ.

કદ ૧૬ પેજી પૃષ્ટ ૧૭૦, પૂઠું મધ્યમ. મૂલ્ય ૦ાા.



# નિવેદન.

હિંદના હાલના નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા અને શહેનશાહબાનુ મેરીના ચાલુ વર્ષમાં આ દેશમાં થયેલા આગમન, રાજ્યાભિષેક અને પરિભ્રમણના શુભાવસર નિમિત્ત આ દેશની પ્રજાએ તેઓ પ્રત્યે સત્કાર, રાજ્યભક્તિ અને વિશ્વાસ દર્શાવવાને જે અસાધારણ ઉત્સાહ પ્રદર્શિત કર્યો છે, તે વાર્તા હિંદના ઇતિહાસમાં નિરંતર માટે સુવર્ણાક્ષરે કોતરાઇ રહેશે.

દૈનિક, સાપ્તાહિક અને માસિક ઈત્યાદિ અનેક સામાયિક વર્તમાનપત્રોએ પણ એ પ્રસંગ નિમિત્ત ખાસ અંક, ભેટ તેમજ તે નામદારોની છબીઓ ઇ. કહાડીને એ ઉત્સાહમાં ભાગ લીધો હતો.

આવશ્યક પુસ્તક આવશ્યક સમયેજ તૈયાર કરાવી શકાવાનાં અને છપાવી શકાવાનાં સાધનોના અભાવે ઉક્તશુભ પ્રસંગે તે પ્રસંગને અનુસરતું કોઈ યોગ્ય પુસ્તક ઇચ્છાનુસાર આવી સંસ્થા પ્રસિદ્ધ ન કરી શકે એ તો સ્પષ્ટજ છે એટલુંજ નહિ, પરંતુ ઇચ્છા છતાં તૈયાર ન કરાવી શકાતાં બીજાં અનેક સારાં પુસ્તકોની પેઠે એવું પુસ્તક કહાડવાનું તેનાથી ન બની શકે તો પણ તેથી કોઇ આશ્ચર્ય પામે તેમ નથીજ; છતાં ઉક્ત પ્રસંગ માટે ઇશ્વિરેચ્છા છેક તેવી નિવડી નથી.

આ સંસ્થાના ઑનરરી સભ્ય શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયારનું ગત જુલાઇ માસમાં અમદાવાદ આગમન થતાં ઉક્ત આવશ્યક્તા વિષે તેમની સાથે વાતચીત થઇ હતી. નામદાર શહેનશાહ તેમજ શહેનસાહબાનુના હૃદયમાં અને વર્તનમાં જે અસાધારણ સદ્‌ગુણો ઓતપ્રોત થયેલા છે, તે સદ્‌ગુણોથી આપણા લોકો વિશેષ જાણીતા થઇ તેમની મહત્તા અધિક સમજે, અને તેથી તેઓ પ્રત્યેનો લોકોનો સદ્‌ભાવ વૃદ્ધિ પામે તથા તેમના તે તે સદ્‌ગુણોમાંથી આપણા લોકોએ

શું શું શીખવા જેવું છે, તેનો કંઇક ખ્યાલ મેળવીને તેઓ પોતાના જીવન અને વર્તનને ઉદારતા, સરળતા, નિરાભિમાન, સાદાઇ, નમ્રતા, કર્તવ્યપરાયણતા, દયાળુતા ઇત્યાદિ સદ્‌ગુણોની વિશેષતાવાળું બનાવવાને પ્રેરાય એવું એકાદ પુસ્તક તૈયાર થઇ શકે તો ઉક્ત માંગલિક પ્રસંગ નિમિત્ત જનસમાજ માટે તે એક યોગ્ય અને ઉપકારક કાર્ય થઈ પડે; એ હકીકત આ લખનારે તેમને જણાવી હતી.

એ બંધુને એ સમયે મુસાફરીમાં નીકળવાની ખાસ ઉતાવળ હતી છતાં તે બાબતને બાજુ મૂકીને તેમણે ઉદારતાથી એ પ્રકારનું પુસ્તક સત્વર તૈયાર કરી આપવાનું માથે લીધું. એટલુંજ નહિ પરન્તુ તેજ પ્રસંગે અમદાવાદમાં રોકાઇને આ પુસ્તક તેમણે માત્ર સાત દિવસમાંજ તૈયાર કરી આપ્યું.

એટલા દિવસમાં આટલું કાર્ય થઇ શકે નહિ અને થાય તો તે સારૂં નજ થાય એવી શંકા કેટલાક સજ્જનોને થશે; પરન્તુ ઉત્તમ લખાણો લખવાની જે સરળતા અને સ્વાભાવિકતા એ પ્રતિષ્ઠિત લેખક બંધુના સાધુ–હૃદયમાં રહેલી છે તથા લોકહિતની જે ઉંડી લાગણીથી તેઓ પોતાનું તે સત્કાર્ય બજાવે છે તે જાણનારને આ બાબતમાં આશ્ચર્ય થાય તેમ નથી. સ્વતઃ આ પુસ્તકજ તેના પ્રત્યક્ષ પ્રમાણ રૂપ જણાશે.

આ વાર્તા તો સામાન્ય જ છે કે કોઇ પણ વ્યક્તિ, સમાજ, કે દેશનો ઉદય થવાનો મુખ્ય આધાર, તે ઉદય માટે જોઇતી યોગ્યતા એટલે કે સદ્‌ગુણો તેમનામાં પ્રકટ થવા ઉપર રહેલો છે.

ઉન્નતિનો વિષય વ્યાવહારિક હોય છે; તો એ સદ્‌ગુણો સકામતા પૂર્વક હોય છે; અને જો તે વિષય પારમાર્થિક મોક્ષેચ્છાનો હોય છે તો તેના તેજ સદ્‌ગુણો નિષ્કામતાપૂર્વક હોવાની આવશ્યકતા છે. અર્થાત્ ઉભયમાં સદ્‌ગુણોની આવશ્યકતા તો ખરીજ. જો તે ન હોય તો ઉન્નતિની આશા તે આશા રૂપેજ રહી જાય છે. કદાચ દૈવયોગે

કંઈકે સફળતા તેમાં મળે તોપણ તે સ્વલ્પ અને અસ્થાયીજ હોય છે. હિંદપર રાજ્યકર્તા શાન્તિપ્રિય મહાન ઇંગ્રેજ જાતિની હાલની વ્યાવહારિક જાહોજલાલી અને તેની સ્થિરતા એ સર્વ તે જાતિમાં રહેલી યોગ્યતા–સદ્‌ગુણોનેજ આભારી છે. જે દેશની પ્રજા એવી પરાક્રમી, સંપીલી, શોધક, અને સાહસિક હોય, જે પ્રજામાં લાખોની આવકના ધંધાઓનો લોભ બાજુ મૂકીને પ્રજાહિતનાં રાજ્યદ્વારી, સામાજીક ઇ. કાર્યો પાછળ જીવન ગાળી નાખનારા અને અથાગ પરિશ્રમ તથા અનેક કષ્ટ વેઠીને પણ પોતાના અજ્ઞ, અનાથ, દુઃખી–દીન, માનવ બંધુઓની સેવામાં પોતાનાં તન મન અને ધનને અર્પણ કરી દેનાર સેંકડો અને હજારો નેતાઓ–ઉદારાત્માઓ પ્રકટતા હોય; અને જે પ્રજાની મધ્યમાં સ્વ. દેવી વિકટોરીઆ, સ્વ. શહેનશાહ એડવર્ડ તથા વર્તમાન શહેનશાહ જ્યોર્જ જેવાં દિવ્ય પાદશાહી રત્નો નિરંતર નિવસતાં હોય તે પ્રજાની ઉન્નતિ જેટલી પણ થાય તેટલી થોડીજ છે! પછી તે પ્રજાની ઉન્નતિનો વિષય માત્ર વ્યાવહારિકજ હોય તો પણ શું?

યદ્યપિ વ્યાવહારિક સંપત્તિની અનિત્યતા, અસારતાને જેઓ અનુભવથી કે વિવેક બુદ્ધિથી સમજી શકયા હોય તેવા નરશ્રેષ્ઠો માટે તો સોથી હજાર, હજારથી લક્ષ, અને લક્ષથી કરોડે પણ શાન્ત ન થાય તેવી તૃષ્ણાદેવીની તૃપ્તિ અર્થેજ નિરંતર–જન્મોજન્મ ફાંફાં માર્યા કરવાનું અને તેમાં રહેલી વિરસતા અને અનિત્યતાના પાઠો પઢ્યા કરવાનું રહેતુંજ નથી; અને તેવાઓ વ્યવહારને ગૌણ માનતા હોવાથી યથાપ્રાપ્ત વ્યાવહારિક વસ્તુસ્થિતિથી સંતુષ્ટ રહી સર્વ વસ્તુસ્થિતિઓના અધિષ્ઠાનસ્વરૂપ તે સર્વોત્તમ, શાશ્વત, જ્ઞાનમય, મહા આનંદદાયિની સર્વ શ્રેષ્ઠ આધ્યાત્મિક સંપત્તિજ તેમને તો પ્રાપ્તવ્ય હોય છે; પરન્તુ **મનુષ્યાણાં સહસ્રેષુ** એ ભગવદ્‌વાક્ય પ્રમાણે તે કોટિના મનુષ્યોની વિરલતા જોતાં અને ભારતવાસીઓની વ્યવહાર પરમાર્થ ઉભયમાં થઇ

પડેલી વિહીન દશા પ્રત્યે દૃષ્ટિ દેતાં અન્ય પ્રજાઓની પેઠે તેમને પણ વ્યવહાર સંપત્તિજ અધિક રૂચતી જાય એ અસ્વાભાવિક નથી.

પ્રાચીન ઋષિ–મુનિ પ્રણીત ઉત્તમોત્તમ પરમાર્થ જ્ઞાન, નીતિના ઉત્કૃષ્ટ વારસાને હૃદયમાં આલેખી તેને જીવનમાં, વર્તનમાં ઉતારવાને બદલે–કાગળપર લખેલા કરોડોના આંકડાની પેઠે તેને ગ્રંથોનાં પાનીયાં પરજ પોઢાડી રાખનાર, અને તેમ છતાં તેની પ્રાપ્તિનું વૃથાભિમાન ધરાવનાર, તથા ખરૂં જોતાં તો વ્યવહાર પરમાર્થ ઉભયથી વિહીન હોઇ મનવડે વ્યાવહારિક પદાર્થોના મોહમાંજ તણાયા કરનાર વર્તમાન ભારતીય પ્રજાએ તો, તે વિષયમાં આગળ વધેલી હાલની યુરોપ અને અમેરિકાની વ્યવહારોન્નત પ્રજાઓને અને તેમાં પણ મુખ્ય કરીને પોતાની સાથે અધિક સહવાસવાળી અંગ્રેજ પ્રજાનેજ ગુરૂરૂપ માનીને તેનું અનુકરણ કરવાનું છે. આ અનુકરણ આંખો મીંચીને તેમના મોજશોખ અને ખાનપાનાદિ દરેક વિષયનું નહિ પરંતુ આપણામાં ન્યૂન હોય એવા તેમનામાં રહેલા સદ્ગુણોનું અને તે સદ્ગુણોને ખીલવવાની તેમની ઉપયોગી પદ્ધતિઓનુંજ કરવાનું છે.

એ અનુકરણીય ગુણો તે તેઓમાં રહેલાં ઐક્ય, ઉદારતા, સાહસ, કેળવણી, શરીરબળ, મનોબળ, દક્ષતા, કુશળતા, ઉદ્યોગશીલતા, સહનશીલતા, કેળવણી, શોધકવૃત્તિ, ઉતરતા વર્ગો પ્રત્યે સહાનુભૂતિ, સ્ફૂર્તિ, વીર્ય, પરાક્રમ, હુન્નર, વ્યાપાર ઇત્યાદિ છે.

ઉક્ત સદ્ગુણોની ખીલવણીના વિષયમાં તેવા સદ્ગુણવાળાં સ્ત્રી પુરૂષોનાં જીવનચરિત્રોનો અભ્યાસ ઘણોજ ઉપયોગી થાય તેમ છે. ભારતવર્ષ તેવાં આદર્શરૂપ અનેક પ્રાચીન ચરિત્રોથી સંપન્ન હોવા ઉપરાંત તેનો વર્તમાન યુગ પણ તેવાં ચરિત્રોથી છેક ખાલી ન હોવાથી તે ચરિત્રોનો પણ આપણે ખાસ અભ્યાસ કરવો જોઇએ; છતાં આપણી વર્તમાન હીન સ્થિતિનું પ્રમાણ જોતાં દેશ-

કાળને અનુસરતી અનેક હિતાવહ બાબતો માટે અન્ય દેશોનો તાજા પ્રકાશ મેળવવાની પણ આપણે માટે પૂરેપૂરી આવશ્યકતા છે. અને તે માટે ત્યાંના અનેક ઉદારાત્માઓ, સાહસિકો, શોધકો, રાજ્યદ્વારીઓ, અગ્રેસરો, વિચારકો અને સદ્દગુણી જનોનાં જીવનો ઉંડી આકાંક્ષાથી આપણે અવલોકવાં જોઇએ.*

માત્ર પરોપકારના વિષયમાંજ જોઇશું તો થોડાંજ વર્ષ પર સદ્દગત થયેલા, અસંખ્ય અનાથ બાળકોના પિતા સ્વરૂપ ડૉકટર બર્નાર્ડો તથા જ્યોર્જ મૂલર જેવાં સેંકડો દૃષ્ટાન્તો એ પ્રજામાંથી આપણા જોવામાં આવશે. ભારત જેવા હજારો ગાઉ દૂર પડેલા પ્રદેશમાં આવીને દેશસેવાની અને બીજી બાબતોની વૃથા વાતોજ કરવા શીખેલા, અને ઉચ્ચ સિદ્ધાન્તોના પાલનને પલાયન કરાવી તેની ચર્ચા માત્રથીજ મિથ્યાભિમાની બની બેઠેલા, તેમજ પ્રભુ ભક્તિના ખોટા દંભમાંજ મોક્ષની આશા માની બેઠેલા ભારતના હજારો લક્ષાધિપતિ ધર્મગુરૂઓ, શ્રીમંતો અને વિદ્વાનોની દેખતી છતાં સ્વાર્થાંધ ચક્ષુઓ સમક્ષ દુષ્કાળ, દીનતા અને અજ્ઞાનથી દુઃખી થતાં ભારતનાં અસંખ્ય બાળકો અને અપંગો માટે અથાગ પરિશ્રમ કરનાર મહા પરોપકારી, સત્ય સંન્યાસી, આદર્શ ઉદારાત્મા વિશ્વોપકારક જનરલ બૂથ જેવા અસાધારણ પુરૂષનું દૃષ્ટાન્ત પણ ભારતવાસીઓ માટે શું ઓછા આદર્શ રૂપ છે ?

અનેકવિધ મહત્તાસંપન્ન એવાં તો સેંકડો અસાધારણ સ્ત્રી પુરૂષોનાં દૃષ્ટાન્તો યુરોપ, અમેરિકા, જાપાન ઇ. દેશોમાંથી જોઇ શકાય તેમ છે. પરન્તુ તેમાંથી આપણા માનવંત શહેનશાહ અને

---

* ભારતવર્ષનાં તેમજ અન્ય દેશનાં તેવાં ઉત્તમ ચરિત્રોના પ્રચાર માટેજ આ સંસ્થા તરફથી ગત વર્ષથી દર વર્ષે દોઢ હજાર પૃષ્ઠ જેટલાં ઉત્તમ ચરિત્રો ટપાલ ખર્ચ સાથે માત્ર રૂ. ૨)માં પૂરાં પાડવાની "ચરિત્રમાળા"ની યોજના થએલી છે.

મહાન બ્રિટીશ રાજ્યના અધિપતિ મહારાજા જ્યોર્જ પંચમ અને મહારાણી મેરીનું દૃષ્ટાન્ત તેમના રાજ્યારોહણના આ વર્ષમાં ખાસ આકર્ષક થઈપડે એમ હોવાથી તેમના જીવનમાંના કેટલાક પ્રસંગો આ પુસ્તકદ્વારા વાંચક વર્ગ સન્મુખ રજુ કરવામાં આવ્યા છે જેનો સૂર્ય કદી આથમતો નથી એવા એક વિશાળ રાજ્યનું આધિપત્ય ધરાવવા છતાં આ પાદશાહી યુગલના જીવનમાં આપણા દેશના લોકોએ અનુકરણ કરવા યોગ્ય અનેક સદ્દગુણો ઓતપ્રોત થએલા જણાશે. તેમના તે તે સદ્દગુણો ઉપરથી આપણા લોકોએ પોતાની ઉન્નતિ અર્થે શું શું બોધ ગ્રહણ કરવો જોઇએ તે વિષય પણ આ પુસ્તકમાં તેના લેખક વિદ્વાને બનતી યોજનાથી રજૂ કરેલો જણાશે.

વર્તમાન વ્યવહારોન્નત જે પ્રજાઓની એક બીજા પ્રત્યેની નીતિરીતિ રાજસી હોય તે સાથે આપણે બહુ લેવાદેવા નથી; પરંતુ તે પદે પહોંચવામાં તથા તે પદને ટકાવી રાખવામાં તેમને જે જે સદ્દગુણો સહાયક થયા હોય, તથા તેવી દરેક પ્રજામાંના અનેક પેટાવર્ગો એક બીજા પ્રત્યે જે ઐક્ય, ઉદારતા, સહાનુભૂતિ ઇત્યાદિ સદ્દગુણોનો વ્યવહાર કરતા હોય તેનો બહુ ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાની અને તે સદ્દગુણોનું અનુકરણ અને ખીલવણી કરવાની આપણે માટે પૂર્ણ આવશ્યકતા છે. આપણા વિદ્વાનો, ધનવાનો, અને અગ્રેસરો જેટલી યોગ્યતા અને કાળજી, રાજ્યસત્તા પાસેથી હક, ન્યાય, સમભાવ ઉદારતા ઇત્યાદિ મેળવવા તરફ દર્શાવે છે, તે મેળવવાની પોતાની ખરી યોગ્યતા તો તેમણે તેજ હક, ન્યાય, સમભાવ, ઉદારતાદિ સદ્દગુણો પોતાથી ઉતરતા પોતાનાજ દેશના દીન—દુઃખી અજ્ઞાનવર્ગો માટે પોતાની યથાપ્રાપ્ત ધન વિદ્યાદિ સંપત્તિઓનો યથાશક્તિ સદુપયોગ કરતા રહીને દર્શાવી આપવી જોઇએ. તે શિવાયની માની લીધેલી બીજી સર્વ યોગ્યતાઓ વૃથા, જેવીજ છે. ગમે તેવા મહાન અંતરાયોનો પણ

પોતાના મહાન પ્રભાવ વડે હરકોઇ નિમિત્તે પરાભવ કરી સત્ય-સંગીન યોગ્યતાનાં તેવાંજ શુભ ફળને આપનાર ન્યાયી ઈશ્વર અને સૂક્ષ્મદ્રષ્ટિ સંપન્ન રાજ્ય સત્તા કે બીજું કોઇ પણ આપણામાં તેવી સત્ય યોગ્યતા જોતાં સત્ય ઉન્નતિથી આપણને વિમુખ રાખી શકે તેમ નથીજ.

અલબત્ત, કંઇ એક ઉત્તમ સદ્‌ગુણશાળી રાજાઓ, સંતપુરૂષો, શ્રીમાનો, વિદ્વાનો અને અગ્રેસરો આ દેશમાં પણ છેજ; પરંતુ તે કેટલા પ્રમાણમાં? વળી સંગીન કાર્ય કરનારાઓ કરતાં મિથ્યા તડાકા મારૂઓની સંખ્યા કેટલી બધી વધારે છે! વળી આપણા વચ્ચે તેથી પણ હજારો ગણી વધુ સંખ્યા તો અભણ, દીન અને દુઃખી લોકોનીજ પડેલી છે! એક પ્રજા તરીકે આ દેશમાં ઉદારતા, સ્વાર્થ-ત્યાગ, વિર્ય, શરીરસંપત્તિ, મનોબળ ઇત્યાદિ જે જે સદ્‌ગુણો જેટલા પ્રમાણમાં અને જેટલા સંગીન જોઇયે તેમજ જે જે વિષયોનું જેટલે દરજ્જે સંગીન જ્ઞાન સામાન્ય વર્ગમાં પણ જોઇએ તે સર્વ તેટલા અંશમાં શું આ દેશમાં છે? અલબત્ત, રાજ્યસત્તાની ઉદારતા અને સહાય આપણને એ સર્વ વિષયોમાં આગળ વધવામાં અતિ ઉપયોગી થઈ શકે તેમ છે. પરંતુ તેની તેમજ ખુદ પ્રભુની પણ ઉદારતા અને સહાય માટે ઉપર જણાવ્યું તેમ આપણે ત્યારેજ પાત્ર થઇ શકીએ તેમ છીએ કે જ્યારે આપણી સ્વસત્તામાં આવી ચુકેલી જ્ઞાન અને દ્રવ્યાદિ સંપત્તિનો બને તેટલો વધુમાં વધુ સદ્દઉપયોગ આપણે આપ-ણાથી ઉતરતી સ્થિતિવાળા દેશ બંધુઓના કલ્યાણાર્થે કરી શકીએ. એ સદ્દઉપયોગ કરવામાં આપણને કાંઇ ઈશ્વરીસત્તા કે રાજ્યસત્તા રોકતી નથી. જો કોઇ રોકનાર હોય તો તે આપણને મૂર્ખ બનાવી મિત્રના પોશાકમાં આપણા વચ્ચે આવી વસેલા સ્વાર્થ પરાયણતા, મોજશોખ, લોભ, અજ્ઞાન, નિર્દયતા, દંભ, બહાનાં બનાવી કાઢવાની વૃત્તિ ઇત્યાદિ આપણા શત્રુઓજ છે.

તાત્પર્ય એજ કે આપણે હવે યોગ્યતા, હક્ક અને ઉન્નતિનાં મનઃકલ્પિત સ્વપ્નો અને વાતોમાં જ પડયા ન રહેતાં જાગૃત થવું જોઇયે અને પોતામાં તેમજ અન્ય દેશ બંધુઓમાં ઘર કરી બેઠેલી દરેક ન્યૂનતાને પરખી કહાડી તેને દૂર કરવાનો દરેક યત્ન કરવો જોઇએ.

દેશના અગ્રેસરો, વિદ્વાનો અને ધર્મ ગુરૂઓએ તેમજ ગુરૂ રૂપ ગણાતા વર્ગોએ આવશ્યક સદ્‌ગુણોનો માત્ર ઉપદેશજ ન કર્યા કરતાં એ ધન, મોજશોખ અને મિથ્યા મ્હોટાઇના મોહને ઓછો કરતા જઇ તેને ઠેકાણે તે તે સદ્‌ગુણોને પોતામાં પણ ખીલવવા જોઇએ. એટલું જ નહિ પરંતુ પોતાના વંશજોમાં, જ્ઞાતીમાં, શિષ્યવર્ગમાં અને દેશની સર્વ પ્રજામાં તેની વૃદ્ધિ થાય તેમ કરવું જોઇએ. અને તે પ્રકારની અનેકવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી કરાવીને અન્ય માટે દ્રષ્ટાન્ત રૂપ થઇ પડવું જોઇએ. શ્રીમાનોએ સ્વઉદ્ધારતાને ગાડરીઆ પ્રવાહેજ વૃથા વહેવા દેવા કરતાં સામાન્ય વર્ગોને ઉક્ત સદ્‌ગુણોનું શિક્ષણ મળે અને તે સદ્‌ગુણોની તેમનામાં સત્ય વૃદ્ધિ થાય એવાં દેશકાળને અનુસરતાં સદ્‌કાર્યો તરફ તેને વાળવી જોઇએ. ભારતવાસીઓએ કાંતો ઉન્નતિના આવા માર્ગો ગ્રહણ કરીને પોતાની ઉન્નતિને સાધવી, કે કાંતો નષ્ટપ્રાય થઈ ગએલી કંઈ એક પ્રજાઓની પેઠે અધિક અધોગતિને પ્રાપ્ત થતા જઇ, મહાન આર્યોના નામને તેમના મૂર્ખ વંશજો તરીકે કલંકિત કરીને, જગતના ભવિષ્યના ઇતિહાસમાં મૂર્ખતાના આદર્શ રૂપે પોતાનું નામ નોંધાવી પૃથ્વી પટપરથી લુપ્ત થઇ જવું જોઇએ.

છેવટે આ પુસ્તકમાં વર્ણવેલા નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુના સદ્‌ગુણો અને તે ઉપરથી આ દેશના લોકોએ લેવાના સુબોધનો વિષય તેમજ આ ઉલ્લેખ તેઓમાં તે તે સદ્‌ગુણોની વૃદ્ધિ કરનાર થાઓ એવું કૃપાળુ પ્રભુ પ્રત્યે ઇચ્છી ૐ તત્‌સત્‌.

માર્ગશીર્ષ શુક્લપૂર્ણિમા તા. ૨૪–૧૨–૧૨. મંત્રી.

## નામદાર શહેનશાહ વિષે.

વિષય. પૃષ્ટ.

## નામદાર મહારાણી વિષે.

# નામદાર શહેનશાહ
## અને
# શહેનશાહબાનુ

### એમના જીવનમાંથી લેવાનો બોધ.

---

## (૧) માબાપની આજ્ઞા માનવા વિષે.

નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જનો જન્મ લંડન શહેરમાં માર્લબરો નામના રાજ્ય મહેલમાં ઇ. ૧૮૬૫ ના જુન માસની ૩ જી તારીખે થયો હતો. તેમની તથા પોતાનાં બીજાં બાળકોની કેળવણી માટે તેમના પિતા શાન્તિના શાહ નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ તથા મહારાણી અલેકઝાંડ્રા અતિશય કાળજી રાખતાં હતાં. તેને લીધે આપણા હાલના નામદાર શહેનશાહ તથા તેમના મોટા ભાઈ આલબર્ટ વીકટર અને તેમની બેનો, એ બધાં રાજકુટુંબનાં બાળકો બહુજ આજ્ઞાપાલક હતાં. તેઓ પોતાનાં માબાપની ઇચ્છાને એટલાં બધાં આધીન રહેતાં, કે તેના જ્યારે ખરા હેવાલો તેઓના મોટા જીવનચરિત્રોમાંથી વાંચીયે છીયે, ત્યારે આપણને અજાયબી તથા આનંદ ઉત્પન્ન થાય છે; અને એમ લાગી આવે છે કે જ્યારે પ્રતાપી શહેનશાહના રાજકુંવરો પણ આટલા બધા આજ્ઞાપાલક હોય ત્યારે આપણે તેઓની આગળ શું બિસાતમાં છીયે ? માટે આપણે તો આપણા શહેનશાહની તથા આપણાં માબાપોની બહુજ રૂડી રીતે આજ્ઞાઓ માનવી જોઇએ.

## (૨) બાળકોને કેળવણી આપવા માટે માતાપિતાએ કાળજી રાખવાની જરૂર.

બીજું આમાંથી એ પણ શીખવાનું મળે છે કે જેને ઘેર આખી પૃથ્વીનો ત્રીજો ભાગ છે, જેની પાસે બહુ કિંમતી ને બાદશાહી આવક-વાળી ખાનગી મીલકતો છે, જેની પાસે આખી દુનિયાની સારામાં સારી વસ્તુઓ છે, જેની પાસે લાખો માણસોનું લશ્કર છે, જેનો પડયો બોલ ઉચકવાને કરોડો માણસો તૈયાર છે, જેના સુખ માટે અને જેની સલામતી માટે લાખો માણસો પોતાનાં માથાં આપવા તૈયાર છે, અનેક મોટા મોટા રાજાઓ જેના તાબેદાર છે અને આખી પૃથ્વીના દરેક મહારાજાઓ તથા શહેનશાહો પણ જેને અતિશય માન આપે છે, એવા મોટા શહેનશાહ પણ પોતાના કુંવરો તથા કુંવરી-ઓને કેળવણી આપવા માટે અતિશય કાળજી રાખે છે અને તેઓ નમ્રતાવાળા થાય, પરમાર્થ વૃત્તિવાળા થાય, દેશની ને દુનિયાની ખરી સ્થિતિ સમજનારા થાય, તંદુરસ્તીના નિયમો સમજનારા થાય, પોતાના મનને કાબુમાં રાખનારા થાય, બુદ્ધિશાળી થાય, અને પરમકૃપાળુ પરમાત્માએ તેઓને જે મહાન દરજ્જો આપેલો છે તે દરજ્જાને યોગ્ય થાય એવી કેળવણી આપવા માટે અતિશય કાળજી રાખે છે; તો આપણા જેવા ગરીબ માણસોએ તથા સાધારણ સ્થિતિના માણસોએ પોતાનાં બાળકોને સુધારવા માટે કેટલી બધી કાળજી રાખવી જોઇએ? તે સમજવું કાંઈ મુશ્કેલ નથી; અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે પોતાનાં બાળકોને કેળવણી આપવાની બાબતમાં આપણા દેશના બધા વર્ગના લોકો બહુજ પછાત છે, એ પછાતપણું દૂર કરવા માટે જો આપણે આપણા ભલા શહેનશાહના જીવનમાંથી માત્ર એટલુંજ શીખીએ કે પૂરેપૂરી લાયકાત મેળવવા માટે ખરેખરી કેળવણીની જરૂર છે, માટે આપણે આપણી સ્થિતિના પ્રમાણમાં આપણાં બાળકોને

ખસુસ કેળવવાં જોઇએ. જો એટલો બોધ લઇએ તોપણ તે ઘણો છે. એટલી એક વાતમાંથી પણ બહુ ભલું થઈ શકે તેમ છે.

## (૩) બાળકોને ખોટાં લાડ ન લડાવવાં જોઇએ.

આપણા દેશમાં શ્રીમંતોનાં છોકરાંઓને બહુજ લાડ લડાવવામાં આવે છે. અને ગરીબોમાં પણ જેને માંડ કરીને છોકરાં હોય અથવા બહુ મોટી ઉમરે છોકરાં થયાં હોય, અથવા એકજ છોકરૂં હોય, ત્યારે તેનાં અતિશય લાડ કરે છે અને તે એટલી હદ સુધી કે લાડને લીધેજ છોકરાંઓ બગડે છે, પણ નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જના જીવન ચરિત્ર ઉપરથી આપણને સમજાય છે કે જ્યારે તેઓ નાનકડા રાજ-કુમાર હતા ત્યારે પણ તેઓનાં ખોટાં લાડ કરવામાં આવતાં નહિ; પણ લાડને બદલે તેઓને નિયમમાં રહેતાં શીખવવામાં આવતું; તથા વિવેક પ્રમાણે વર્તવાનું સમજાવાતું અને બાળકપણાની ચંચળતાને લીધે એમાં જો કાંઈ ભૂલ થાય તો તેઓને તેમનાં માબાપ તથા તેમના માસ્તર શિક્ષા કરતા હતા. એક વખત નામદાર પ્રીન્સ જ્યોર્જ બહુ બાળકપણામાં કાંઈ મસ્તી કરતા હતા તેથી તેમનાં દાદીમા મહારાણી વિકટોરીયાએ તેમને ચૂપચાપપણે એક ટેબલ નીચે બેસી રહેવાનો હુકમ કર્યો હતો. અને એ હુકમ સાંભળી તુરતજ તેઓ શાંતિથી ટેબલ નીચે બેસી રહ્યા હતા. બહુ નાનાં બાળકો પણ આવા હુકમો માને અને બાદશાહી કુટુંબોમાં રાજકુમારોને પણ આવી શિક્ષાઓ થાય એ બાબત ઉપરથી સામાન્ય લોકોને બહુ મોટો ઉપદેશ મળે છે અને એમ પણ સમજાય છે કે, જે બાળકોનાં નાનપણમાં ખોટાં લાડ થાય નહિ, તે બાળકોજ આવા **આજ્ઞા-પાલક** બની શકે છે અને જે બાળકો બાળકપણામાં માબાપોનું કહ્યું માનતાં હોય તે બાળકોજ આગળ જતાં ભલાં માણસો તથા મોટાં માણસો થઇ શકે છે. અને આ બધું બાળ-પણમાં ખોટાં લાડ ન કરાય તેમાંથીજ થાય છે. માટે પોતાનાં છોક-

રાંઓને છકાવી મૂકનારા આપણા દેશના શ્રીમંતોએ તથા માંડ કરીને બચ્ચાંવાળાઓએ આ બાબત ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ અને બાળકોને ખોટાં લાડ કરી તેમની જીંદગી બગાડવાના ગુન્હામાંથી છૂટવું જોઇએ.

## (૪) માતાઓએ પોતે પોતાનાં બાળકોને કેળવણી આપવી જોઇએ.

નામદાર શહેનશાહના જીવનમાંથી એ વાત પણ શીખવા જેવી છે કે રાજમાતા મહારાણી અલેકઝાંડ્રા પોતે પોતાનાં બાળકોને નાની ઉમરમાં ભણાવતાં હતાં. હવે વિચાર કરો કે મહારાણી અલેકઝાંડ્રાને કેટલાં બધાં કામો કરવાનાં હશે! કેટલે બધે ઠેકાણે જવા આવવાનું હશે! કેટલી બધી તેઓની ટપાલ હશે! કેટલાં તેઓને મોજશોખનાં સાધનો હશે! અને બીજી ઓચિંતી નીકળી આવતી કેટલી બધી જરૂરીઆતો તથા રોકાણો તેઓને હશે? એ જરા ખ્યાલ તો કરો! અને તેમ છતાં એ બધાંની વચ્ચેથી ફુરસદ મેળવીને પોતાના કુંવરને પોતેજ કેળવણી આપે એ કેટલી બધી મોટી વાત છે! મોટા ઘરની જે શેઠાણીઓ પોતાનાં બાળકોને ભાડૂતી આયાઓના હાથમાં સોંપી દે છે, તેઓએ આ બાબત ઉપર ધ્યાન આપવું ઘટે છે. અને જે લોકો સ્ત્રી કેળવણીની બાબતમાં બેદરકાર છે અથવા વિરૂદ્ધ છે, તેઓએ પણ આ બાબત ઉપર વિચાર કરવો ઘટે છે. કારણકે જનસ્વભાવ સમજનારા મહાત્મા ઋષિઓ એમ કહી ગયા છે કે સારામાં સારા સો શિક્ષકો પણ જેવું ન શીખવી શકે, તેવું એક ભલી માતા શીખવી શકે છે. માતાના શિક્ષણની બાળકો ઉપર આવી ઉત્તમ અસર થાય છે. માટે નાનપણમાં પ્રથમ માતાઓએજ પોતાનાં બાળકોને કેળવણી આપવી જોઇએ. અને બાળકોની પ્રકૃતિ સમજીને તેઓના સ્વભાવ પ્રમાણે તથા તેઓની પ્રકૃતિ પ્રમાણે તેઓને કેળવણી આપી શકે

એવી લાયકાત માતાઓમાં હોવી જોઇએ, પણ આપણે જોઇએ છીએ કે અત્યારે તેમાંનું કાંઈ પણ આપણી સ્ત્રીઓમાં નથી. બાળકોનો સ્વભાવ જાણવાની તેઓમાં શક્તિ નથી. નાનાં બાળકોને સમજાવવાની તેઓમાં આવડત નથી; અને પોતાનાં બાળકોને ખુશી રાખવાની યુક્તિઓ તથા કળા તેઓ જાણતી નથી; અને એ જાણવાની તેઓને જીજ્ઞાસા પણ નથી. એટલુંજ નહિ પણ જ્યારે બાળક રૂવે ત્યારે તે એમજ સમજે છે કે એ ખાવા માટેજ રૂવે છે. તેથી ધવરાવે છે અથવા કાંઈ ખાવાનું આપે છે અને તેમ છતાં બાળક રોતું ન રહે તો તેની ઉપર ગુસ્સો કરી તેને ગાળો દે છે. અને કેટલીક કઠોર સ્ત્રીઓ બાળકોને એવે વખતે બહુ માર પણ મારે છે. મતલબ કે છોકરાંઓને પોતાના કબજામાં રાખવા માટે તેઓની પાસે બે ઉપાય છે. એક ઉપાય એ કે તેઓને વારે વારે ખાવાનું આપવું અને બીજો ઉપાય એ કે તેઓને ખૂબ ધમકાવવાં તથા મારવાં. એ સિવાય બાળકોને કેળવવાનો ત્રીજો કોઇ રસ્તો આપણા દેશની કરોડો સ્ત્રીઓ જાણતી નથી. પણ આ બે ઉપાયનું પરિણામ શું આવે છે એ તમે જાણો છો ? વારે વારે ખાવાનું આપવાથી છોકરાંઓ બીમાર થાય છે ને તેમાંથી આગળ જતાં રોગી થાય છે. અને વારેવારે ધમકાવવાથી તથા મારવાથી બાળકો કઠોર લાગણીનાં થઇ જાય છે. અને તેઓમાં પણ એવી જાતનું ધાતકીપણું આવી જાય છે તેથી આગળ જતાં તેઓ પણ બીજાઓની સાથે એવીજ રીતે વર્તે છે. આવું માઠું પરિણામ થાય છે તેનું કારણ શું ? એનું કારણ માતાઓનું અજ્ઞાનપણું એજ છે. માટે પોતાનાં બાળકોને સારી કેળવણી આપી શકે એવું જ્ઞાન માતાઓને આપવું જોઇએ. અને બાળકોને ભાડૂતી દાસીઓના હાથમાંજ ન મૂકી રાખવાં જોઇએ. એ વાત આપણે નામદાર શહેનશાહબાનુ અલેકઝાન્ડ્રાના જીવનમાંથી શીખવી જોઇએ. જો એટલું શીખીએ ને નામદાર શહેનશાહના જીવનચરિત્રમાંથી એટલો સાર લઇએ તો પણ ઘણું છે.

## ( ૫ ) બાળકોનું શરીરબળ ખીલવવા માટે તેઓને કસરત તથા રમત ગમતનાં સાધનો આપવાં જોઇએ.

નામદાર શહેનશાહ જ્યારે બાળક હતા ત્યારે તેમનું શરીર ખીલવવા માટે તથા મરદાનગી વધારવા માટે ઘણી જાતની કસરતો તેઓને શીખવવામાં આવતી હતી. જેમકે પાણીમાં તરવું, ઘોડા ઉપર સ્વારી કરવી, બરફ ઉપર સરી પડવું, વિગેરે ઘણી જાતની કસરતો તેઓ કરતા હતા. અને એવી કસરતો તથા રમતો શીખવા માટે નામદાર શહેનશાહ એડવર્ડ તથા રાજમાતા એલેકઝાંડ્રા તેઓને ખાસ સગવડ કરી આપતાં હતાં.

હવે વિચાર કરો કે આપણા દેશમાં પોતાનાં બાળકોનાં શરીર સુધારવા ઉપર કેટલાં માબાપો ધ્યાન આપે છે ? આપણે ત્યાં બાળકોનું શરીર સુધારવા માટે માબાપો માત્ર બેજ ઉપાય જાણે છે અને તે એ કે બાળકો ને ખૂબ ઘી દૂધ ખવરાવવું અને બીજો ઉપાય એકે વૈદોની કે દાક્તરની શક્તિની દવાઓ ખવરાવવી. બાળકોને જોરાવર બનાવવા માટે શ્રીમંતોમાં આ બંને જાતના પ્રયોગો ચાલે છે પણ એવા ઉલટા પ્રયોગથી કેવાં માઠાં પરિણામ થાય છે અને શ્રીમંતોનાં બાળકો સદાય કેવાં બીમાર રહે છે, કેવાં ઢીલાં પોચાં રહે છે, કેવાં બીકણ થાય છે અને તેઓનાં કેટલાં બધાં બાળકો જલદી જલદી જૂવાનીમાંજ મરી જાય છે તે કાંઇ આપણા ધ્યાન બહાર નથી. અને એમ થાય તેમાં કાંઇ નવાઇ પણ નથી. કારણ કે જઠરાગ્નિ ઉપર જરૂર કરતાં વધારે બોજો પડે અને સહેલાઇથી નહિ પચી શકે તેવી ભારે ચીજો તથા સખ્ત મસાલાઓ બહુ છૂટથી ખાવામાં આવે તેનું પરિણામ અજીર્ણ અને તેમાંથી ઉત્પન્ન થતા બીજા રોગો વિના શું આવી શકે ? તેમજ નહિ પચે એવી ચીજોને પચાવવા માટે ઝેરી દવાઓની મદદ લેવામાં આવે અને જે ટટ્ટુ ઉપર ઝાઝો બોજો ભરવાથી ચાલી ન

શકતું હોય તેને ચાબૂકો મારી મારીને ચલાવવામાં આવે, એનું પરિણામ તે બીજું શું આવે? એ સંઘ તે દ્વારકાં કયાંથી પહોંચી શકે? તેમજ ભારે ખોરાક અને ઝેરી દવાઓથી તે શરીરબળ કયાંથી મેળવી શકાય? અને તેમ છતાં અફસોસ કે આપણા દેશના શ્રીમંતો આવી ઉલટી રીતે શરીરબળ મેળવવા ઇચ્છે છે! પણ કસરતના કુદરતી ઉપાયની કિંમત સમજતા નથી. અને અનેક જાતની અનુકૂળતાઓ છતાં પણ એનો લાભ લેતા નથી જેમકે વિલાયતમાં અતિશય ઠંડી છે તેને લીધે ત્યાં પાણીમાં ભીંજાવાથી બહુ જલદી શરદી લાગી જાય છે અને એ શરદ મુલકની શરદી બહુ આકરા પ્રકારની હોય છે. વખતે તે શરદી જીવલેણ પણ થઇ પડે છે, છતાં પણ તેથી નહિ ડરતાં નામદાર શહેનશાહ પોતાનાં બાળકોને પાણીમાં તરતાં શીખવે છે. આપણા નામદાર શહેનશાહ તરવાની બાબતમાં બહુ કુશળ છે. હવે વિચાર કરો કે આપણા દેશમાં પાણીમાં પડવાથી ઉલટો આનંદ થાય છે અને ઠેકાણે ઠેકાણે નદી, તળાવ, સમુદ્ર વગેરે પાણીની સગવડો છે, છતાં પણ આપણા દેશના ઘણા શ્રીમંતો તરવાની બાબતમાં બીલકુલ અજાણ્યા હોય છે અને પાણીથી તેઓ અતિશય ડર્યા કરે છે. તેઓએ વિચાર કરવો જોઇએ કે નામદાર શહેનશાહની જીંદગી કેટલી બધી ઉપયોગી છે છતાં પણ તેઓ સાહેબ ડરતા નથી. અને આપણે રમતગમતમાં તથા શરીર સુધારવાનાં સાધનોથી પણ ડર્યા કરીએ એ શું વાજબી છે?

છૂટથી કસરત કરવાથી અને રમતગમતમાં ભાગ લેવાથી તંદુરસ્તી સુધરે છે. મરદાનગી વધે છે અને એ રસ્તે પણ નામના મેળવી શકાય છે. જુઓને! મહારાજા રણજીતસિંહે ક્રીકેટની રમતમાંથીજ કેટલી બધી નામના મેળવી લીધી છે! એટલુંજ નહિ પણ યુરોપ-અમેરિકાના દરેક મોટા માણસો પોતાના શોખ પ્રમાણે કોઇ ને કોઇ જાતની રમતગમતમાં બહુજ ઉત્સાહથી ભાગ લે છે અને પોતાનાં

બાળકોમાં પણ એ જાતના સંસ્કારો પાડે છે. તથા ખાસ માસ્તરો રાખીને રમતગમતનું શિક્ષણ અપાવે છે અને રમતગમત સારૂ મોટી ફી ખરચીને જુદી જુદી કલબોમાં તથા જીમખાનાઓમાં દાખલ થાય છે કારણ કે કસરત એ પણ તંદુરસ્તીનું એક મોટું કુદરતી અંગ છે. અને એ બાબત કુદરતી હોવાથી તેમાં સ્વાભાવિક આનંદ રહેલો છે. છતાં પણ આપણે આપણા અજ્ઞાનપણાને લીધે એ કુદરતી આનંદની દરકાર કરતા નથી. તેથી આપણે નમાલા રહી જઇયે છીયે. અને તેને લીધે આપણે રોતી સુરત જેવા ને રાંટા રહી જઇયે છીયે; આપણે માંદા ને નિસ્તેજ રહી જઇયે છીયે અને કસરત વિના આપણાં હાડકાં તથા સ્નાયુઓ ખીલતા નથી. તેથી આપણે શરીરના કદમાં નાના રહી જઇયે છીયે, એમ ન થાય માટે આપણા નામદાર શહેનશાહને પગલે ચાલી તેઓને આ બાબતમાં આપણા ગુરૂ તરીકે માની આપણું શરીરબળ ખીલે તેવી જાતની કસરતો તથા રમતો આપણે શીખવી જોઇએ. જો એમ કરીએ તો આપણે આપણા નામદાર શહેનશાહના જીવનમાંથી લાભ મેળવ્યો ગણાય અને આવી રીતે નામદાર શહેનશાહના જીવનચરિત્રમાંથી આપણે લાભ મેળવીએ છીએ એમ જો તે નામદાર જાણે, તો તેમને પણ આનંદ થયા વિના રહે નહિ. કારણ કે પોતાનો પુત્ર પોતાને પગલે ચાલે છે એમ જોઇને જેમ તેનો પિતા રાજી થાય છે, તેમજ પોતાની વફાદાર રૈયતને પોતાને પગલે ચાલતી જોઇને નામદાર શહેનશાહને પણ આનંદ થાય છે. માટે આપણે આપણા ભલા સારૂ માયાળુ શહેનશાહના સદ્ગુણોનું અનુકરણ કરવું જોઇએ.

## (૬) બાળકોને તેમના કુદરતી વલણ પ્રમાણે કેળવણી આપવી જોઇએ.

નામદાર શહેનશાહના જીવનમાંથી આ વાત પણ શીખવા જેવી છે કે મર્હુમ નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ પણ પોતાના બાળ-

કોના મનનું કુદરતી વલણ જોઇને તે પ્રમાણે તેઓને શિક્ષણ અપાવતા હતા. એ માટે આપણા હાલના નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ જ્યારે બાળક રાજકુમાર હતા ત્યારે તેમનું કુદરતી વલણ જાણવા માટે તેમની આસપાસ રહેનારા સજ્જનોને કહી મૂક્યું હતું, તે લોકો પ્રસંગોપાત નામદાર પ્રીન્સને પૂછતા કે આપને કેવા થવું ગમે છે ? ત્યારે તે નામદાર કહેતા કે મને વહાણવટી થવું ગમે છે અને દરીયાઇ યોદ્ધાઓનાં પુસ્તકો વાંચવાં ગમે છે. તેમના મનનું આવું કુદરતી વલણ જોઇને નામદાર શહેનશાહે તેમને નૌકા ખાતાનું કામ શીખવા મોકલ્યા હતા. અને એ કામ તેઓના સ્વભાવને અનુકૂળ હોવાથી તેઓ તે બહુ સારી રીતે શીખી શક્યા હતા અને એ બાબતમાં તેઓની કારકીર્દી બહુ ફતેહમંદ તથા ઝળકતી હતી.

આ બાબત ઉપરથી આપણે વિચાર કરવો જોઇએ કે જ્યારે નામદાર શહેનશાહ પણ પોતાના બાળકોના મનનું કુદરતી વલણ જોઇને તે પ્રમાણે તેઓને શિક્ષણ આપવાની તથા ધંધો રોજગાર શીખવવાની કાળજી રાખે છે, ત્યારે આપણે તો તેઓના પ્રમાણમાં લાખો ને કરોડો-ગણા ગરીબ માણસ છીયે, માટે આપણે એવી બાબતોમાં કેટલી બધી કાળજી રાખવી જોઇએ? તેનો ખ્યાલ કરવો ઘટે છે. કારણ કે નામદાર શહેનશાહ પોતાના કુંવરો માટે કદાચ એટલી બધી કાળજી ન રાખે તોપણ તેઓને ચાલી શકે તેમ છે. કારણ કે ઇશ્વરકૃપાથી તેઓને ક્યાંઈ કોઈની નોકરી ચાકરી કરવા જવું પડે તેમ નથી, અથવા પેટ ભરવાને ખાતર ધંધો રોજગાર કરવો પડે તેમ નથી; પણ આપણને તો ગુજરાનને ખાતર, લાજ આબરૂની ખાતર અને જગત્‌માં આગળ વધવાની ખાતર, ધંધો રોજગાર કરવા પડે છે. માટે એમાં તો ખાસ હુશિયારી રાખવી જોઇએ. અને એવી સ્પેશીઅલ હુશિયારી આવી શકે તે માટે મનના કુદરતી વલણ પ્રમાણે કામ કરતાં શીખવું જોઇએ.

કારણ કે કુદરતી વલણનું બીજું નામ પૂર્વના સંસ્કારો છે. કુદરતી વલણનું બીજું નામ આગલા જન્મમાં કરેલો અભ્યાસ છે. કુદરતી વલણનું બીજું નામ સમજી શકાય તેવું પ્રારબ્ધ છે. કુદરતી વલણનું બીજું નામ દૈવી ઇચ્છા છે, અને કુદરતી વલણનું બીજું નામ આત્માની સ્વાભાવિકતા છે. આમ હોવાથી જે માણસને પોતાના કુદરતી વલણ પ્રમાણે કામ કરવાની તક મળે તે માણસ તે કામમાં બહુ જલદીથી ફાવી જાય છે. કારણ કે પૂર્વના સંસ્કારો તેને મદદ કરે છે. એટલુંજ નહિ પણ જે બાબત પોતાના કુદરતી વલણ પ્રમાણે થતી હોય એ બાબતમાં સ્વાભાવિક રીતેજ બહુ રસ પડે છે. એટલે તે રસમાં ને રસમાં જે મુશ્કેલ બાબત હોય તે પણ બહુ સહેલી લાગી જાય છે અને જે દુઃખની વાતો હોય તેમાં પણ મોજ પડે છે કારણ કે તેની બધી લાગણીઓ પોતાના કુદરતી વલણ તરફજ ઝુકેલી હોય છે, એટલે પોતાને મનગમતાં કામોમાં તેને આનંદજ લાગ્યા કરે છે; પણ જો એથી ઉલટી રીતે કુદરતી વલણની વિરૂદ્ધનાં કામો કરવાં પડતાં હોય, તો તે કામ સારૂં હોય છતાં પણ ગમતું નથી અને કોઇ કામ સહેલું હોય છતાં પણ જો તે પોતાના કુદરતી વલણની વિ-રૂદ્ધ હોય, તો તે બહુજ મુસ્કેલી ભરેલું લાગે છે. જેમકે જે માણસમાં કુદરતી લડાયક જુસ્સો હોય તે માણસને પોતાનો પ્રાણ આપવામાં પણ કાંઇ મુસ્કેલી લાગતી નથી; પણ એ માણસને જો બેઠે બેઠે લખવાનું કહ્યું હોય, તો તે તેનાથી બની શકતું નથી. હવે જુઓ કે એને બદલે જે માણસને સાહિત્યનો શોખ હોય અને એ તરફ કુદરતી વલણ હોય તેને એ કામ ઘણુંજ સહેલું લાગે છે અને યુદ્ધનું કામ ઘણુંજ મુસ્કેલ લાગે છે. આવી રીતે પોતાના કુદરતી વલણને લીધે મુસ્કેલ કામો પણ સહેલાં થઈ પડે છે. અને કુદરતી વલણ વિનાનાં બહુ સહેલાં કામો પણ મુસ્કેલ થઇ પડે છે. માટે આગળ

વધવાની, ફત્તેહ મેળવવાની અને માન તથા ધન મેળવવાની સહેલી કુંચી એ છે કે પોતાના કુદરતી વલણ પ્રમાણે કામ કરવું જોઇએ. અને એવી તકો મળી શકે તથા પોતાની અંદર રહેલી કુદરતી શક્તિઓ ખીલી શકે, તે માટે માબાપોએ પોતાનાં બાળકોમાં રહેલી કુદરતી શક્તિઓ તથા કુદરતી વલણો નાનપણથીજ જાણી લેવાં જોઇએ અને એ પ્રમાણે તેઓને કેળવણી આપવી જોઇએ, તથા એ પ્રમાણે તેઓને ધંધા રોજગાર શીખવવા જોઇએ. જો એમ કરીએ તો આપણાં બાળકો બહુ સહેલાઇથી આગળ વધી શકે, કીર્તિ મેળવી શકે, અને મોટા માણસો થઈ શકે અને આપણી સ્થિતિ સુધારવા માટે તથા આપણા દેશની આબાદી વધારવા માટે એ બધી બાબતો કેટલી બધી જરૂરની છે તે કાંઇ બહુ લંબાણથી કહેવું પડે તેમ નથી. ટુંકામાં એજ કે નામદાર શહેનશાહ કે જેને કોઈ વસ્તુની ખોટ નથી તેઓ પણ કુદરતી વલણની કદર પીછાને છે અને એ પ્રમાણે પોતાના કુંવરોને કેળવણી આપવાની તજવીજ રાખે છે. ત્યારે તેની આગળ આપણા જેવા ગરીબ માણસોએ તો એ બાબતમાં કેટલી બધી કાળજી રાખવી જોઇએ એ વિચારવા જેવી વાત છે. જો એટલો વિચાર કરતાં આપણને આવડે તોપણ નામદાર શહેનશાહના જીવનમાંથી આપણે ઘણુંએ મેળવ્યું છે એમ કહેવાય.

## (૭) ટાઇમ સાચવવામાં ચોકસ રહેવાનું બાળકોને શિખવવું જોઇએ.

નામદાર શહેનશાહના જીવનમાંથી વખતની કિંમત સમજવા બાબત પણ સમજવા જેવી છે. તેઓ નામદાર કોઈ પણ વખતે પોતાના નીમેલા ટાઈમમાં ફેર પડવા દેતા નથી. ઘડીઆળના કાંટાની માફક તેઓ પોતાના ટાઈમમાં બહુજ ચોક્કસ રહે છે. હવે આ ઉપ·

રથી આપણે વિચાર કરવો જોઇએ કે પોતાની સગવડો સાચવવાને ખાતર જો તે નામદાર પોતાના વખતના પ્રોગ્રામમાં ફેરફાર કરે તો તેઓને કોઈ પૂછી શકે તેમ નથી કે તેઓને કોઈ ઠપકો આપી શકે તેમ નથી. છતાં પણ તેઓ પોતાનો ટાઇમ સાચવવામાં બહુજ ચોક્કસ રહે છે. એક શહેનશાહને કેટલી બધી જંજાળો હોય અને જ્યારે ત્યારે કેટલા બધા અવનવા બનાવો બની જાય તે સમજવું એ કાંઇ મુસ્કેલ નથી. અને તેમ છતાં એ બધી મુસ્કેલીઓની વચ્ચે પણ પોતે પોતાના ટાઇમને બરાબર સાચવવો ને નીમેલે વખતે દરેક કામ કરવાં તથા નીમેલે વખતે દરેક ઠેકાણે હાજર રહેવું એ વાત કાંઇ સહેલી નથી કે ઓછા મહેનતની નથી. પણ એ વાત ખાસ વખાણવા યોગ્ય છે, અને ખાસ ધ્યાનમાં રાંખવા લાયક છે.

હવે વિચાર કરો કે વખત સાચવવાની બાબતમાં આપણે કેટલા બધા બેદરકાર છીએ? વખતની આપણા લોકોને બીલકુલ કિંમતજ નથી, તેથી નિયમિત વખતે કામ કરવાનું જાણતા નથી; તેમજ જે વખતે કોઇને મળવાનો ટાઇમ કહેલો હોય તે વખતે તેને આપણે મળતા નથી. કલાક બે કલાક મોડું વહેલું કરી નાંખવું એમાં કાંઈ આપણે મન બહુ મોટી વાત નથી. આમ થવાથી લોકોને એક બીજાનો પૂરેપૂરો વિશ્વાસ રહેતો નથી, કે એક બીજાના વચનની બહુ કિંમત રહેતી નથી. કારણકે આપણને કોઈ મળવા આવવાનું હોય ને તેણે કહ્યું હોય કે હું અમુક ટાઇમે આવીશ પણ એ ટાઇમે તે આવશેજ એમ આપણને ખાતરી હોતી નથી. એટલે આપણે એ વખતે કોઈ કોઈ વખત બહાર પણ ચાલ્યા જઇયે છીયે. તેમજ સામા માણસને પણ એ ટાઇમે આપણે નક્કી મળીશુંજ એમ નક્કી ખાતરી હોતી નથી. તેથી તેને પણ જો કાંઇ મનમાં બીજો વિચાર આવી જાય કે બીજું કામ આવી પડે તો આપણે ત્યાં આવવાનો વિચાર માંડી વાળે છે,

અને આપણે તેની વાટ જોતા બેસી રહીએ છીએ. આ બધી અગવડો ભોગવવી પડે છે, તેનું એજ મુખ્ય કારણ છે કે આપણે વખતની કિંમત સમજતા નથી, એટલે ટાઇમિસર વર્તવામાં નિયમિત રહી શકતા નથી. તેથી આપણાં ઘણાં કામો રખડયાં કરે છે. એમ ન થાય માટે આપણે આપણા નામદાર શહેનશાહના જીવનમાંથી વખતની કિંમત સમજતાં શીખવું જોઇએ.

જો આપણે વખતની કિંમત સમજીએ તો બીજો મોટો ફાયદો એ થાય કે આપણને બહુ વિચારી વિચારીને ટાઇમ નક્કી કરવો પડે અને જેની તેની સાથે ગપ્પાં મારવા માટે જ્યાં ત્યાં રખડાય નહિ. એમ થવાથી આપણી રહેણીકરણીમાં ઉચ્ચતા આવે છે અને ધીરે ધીરે આપણું જીવન સુધરતું જાય છે. કારણકે વખત એટલે શું ? એ તમે જાણો છો ? બંધુઓ ! યાદ રાખજો કે વખત એ કાંઈ નાનકડી વસ્તુ નથી. પણ વખત એ જીંદગી છે. વખત એ ઇશ્વરની કૃપા છે. વખત એ જગતના કોઈ પણ માણસો કદી પણ આપી શકે નહિ તેવી અમૂલ્ય વસ્તુ છે. વખત એ ત્રણે લોકની બાદશાહી આપી દેતાં પણ મળી શકે નહિ એવી ઉત્તમ વસ્તુ છે. અને વખત એ આ પૃથ્વીનું તથા સ્વર્ગનું મહાન તત્વ છે. આવો કિંમતી વખત આપણને મળેલો છે. માટે એવા ઉત્તમ વખતનો જેમ બને તેમ સદુપયોગ કરવો જોઇએ. કારણ કે દુનિયામાં જે જે માણસોએ ફતેહ મેળવેલી છે, જે જે માણસોએ નવી શોધો કરેલી છે અને જે જે માણસોએ મહાત્માપણું મેળવેલું છે તે સૌએ એ બધું વખતમાંથીજ મેળવેલું છે. વખતની કિંમત સમજયામાંથીજ મેળવેલું છે અને વખતનો સદુપયોગ કર્યામાંથીજ એ બધું મેળવેલું છે. માટે આપણે પણ જો આગળ વધવું હોય અને મહાન્ કામો કરવાં હોય તો નામદાર શહેનશાહને પગલે ચાલી વખતની કિંમત સમજતાં શીખવું જોઇએ.

## ( ૮ ) મોટાં માણસોનાં છોકરાંઓએ ગરીબોનાં બાળકોમાં ભળીને કેળવણી લેવી જોઇયે.

આપણા નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ જ્યારે નાની ઉમરના હતા ત્યારે આગબોટો ઉપર રહીને ખલાસીઓનું કામ શીખતા હતા. એ વખતે ગરીબ ખારવાઓના છોકરાઓની સાથે રહીને તેઓના જેવાં કામો તેઓ નામદાર કરતા હતા. આપણા દેશના શ્રીમંતો તથા ગરીબ માણસો આ વાત સાંભળીને અજબ થશે કે આપણા નામદાર શહેનશાહ જ્યારે નૌકાવિદ્યા શીખતા હતા ત્યારે બીજા ખારવાઓની પેઠે આગબોટ ધોવાનું કામ કરતા હતા. કઠણ બિછાના ઉપર સૂતા હતા, દોરડાં વણવાનું કામ શીખતા હતા, કોલસા ભરવાનું કામ કરતા હતા. પોતાનો વારો આવે ત્યારે રાતે પેરો ભરવાનું કામ કરતા હતા, વહાણમાં કાંઈ ભાગે તૂટે તે સમું કરવાનું કામ કરતા હતા, ટાઇમિસર ઉઠતા હતા, ખારવાના છોકરાઓ સાથે રમતા હતા, અને તેઓની સાથે મળી ગીતો ગાતા હતા, તથા ગરીબ ખારવાઓના છોકરાઓને આગબોટમાં જેવો ખોરાક મળે તેવો ખોરાક તે સૌની સાથે બેસીને ખાતા હતા. અને બહારના જે કોઈ ગૃહસ્થો આગબોટ જોવા આવે તેઓની સાથે ફરીને તેઓને આગબોટ બતાવવાનું કામ કરતા હતા.

### વહાણવટીનું કામ શીખવાની જરૂર.

હવે વિચાર કરો કે ક્યાં નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ જેવો સુલેહનો બાદશાહ અને ક્યાં ખલાસીનો ધંધો ! છતાં પણ તે નામદારના કુંવરો વહાણવટીનું કામ શીખે અને તે પણ જૂદા રહીને નહિ પણ સાધારણ લોકોની સાથે ભેળાઇને એ કામ કરે, તેમાં તેઓની કેટલી બધી મોટાઈ છે? અને એ નામદારોને કામની કેટલી બધી કિંમત છે, તે બાબત સમજવા જેવી છે. પણ આપણને કામની કિંમત નથી, ધંધાની કિંમત નથી અને દુનિયામાં જેટલા પ્રકારના પ્રમાણિક

આબરૂદાર ધંધાઓ છે તે કોઈ પણ ધંધો કરવામાં ખોટ નથી તથા ગમે તે ધંધો કરવામાંથી પણ આગળ વધી શકાય છે ને પોતાનું નસીબ સુધારી શકાય છે તથા તેમાંથી દેશને અને દુનિયાને પણ ફાયદો કરી શકાય છે, એ વાત આપણે બરોબર રીતે જાણતા નથી; તેથી જો આપણા કોઈ શ્રીમંતને એમ કહેવામાં આવે કે તમારા દીકરાને ખારવાનો ધંધો શીખવો, તો તે પોતાનું અપમાન થયેલું સમજે અને એમ કહેનારની સામે મોં બગાડયા વિના રહે નહિ. કારણ કે તેઓ એમ સમજે છે કે ખલાસીનું કામ કરવું, એ તો બહુ હલકું કામ છે. એ કામ કરવાથી અમારી આબરૂ જાય. અરે હાય હાય! કોઈ સારા ઘરનો દીકરો ખલાસીનું કામ કરે કે? કારણ કે તેઓ ગરીબ ખારવાની સ્થિતિ સામે જોયાં કરે છે પણ તેમાંથી લેફ્ટેનન્ટ, કર્નલ, કેપ્ટન, જનરલ ને એડમીરલ વિગેરે મોટા મોટા આધિકારો ઉપર ચઢી શકાય છે અને પોતાનું તથા પોતાના દેશનું ભલું કરી શકાય છે, એ બાબત સાથે તેઓ જોતા નથી. તેથી તેઓને ખલાસીનું કામ હલકું લાગ્યાં કરે છે. પણ હવે તો વિચાર કરવાનો અને કામ કરવાનો જમાનો આવતો જાય છે. હવે કાંઈ જુના વખતની ડોળ ઘાલુ ખોટી આબરૂમાં પડયા રહેવાનો વખત નથી, પણ જે ધંધો પ્રમાણિકપણે ને જાતમહેનતથી કરી શકાય તે દરેક ધંધામાં પૈસા છે, માન છે, કીર્તિ છે, આગળ વધવાનું છે અને પ્રભુને રાજી કરવાનું છે. માટે આપણા નામદાર શહેનશાહનો દાખલો જોઇને આપણે પણ આપણા બાળકોને આવી જાતના ધંધાઓમાં પણ બહુ છૂટથી દાખલ કરવા જોઇએ અને વહાણવટીની નોકરીમાં ઉંચ વર્ણના લોકોમાં જે છીટ છે તે છીટ દૂર કરવાની કોશીશ કરવી જોઇએ. કારણ કે હવે એવી જાતની નકામી છીટમાં પડયા રહેવાનો વખત નથી. પણ હવે તો દરેક માન ભરી લાઇનમાં કામ કરવાનો વખત છે. જો અંગ્રેજોએ

તથા યુરોપની બીજી પ્રજાઓએ ખલાસીના ધંધાની છીટ રાખી હોત તો તેઓ દુનિયામાં આટલા બધા આગળ વધી શકત ખરા કે ? આટલા બધા મૂલકો મેળવી શકત ખરા કે ? આટલો બધો વેપાર વધારી શકત ખરા કે ? અને આટલી બધી શોધો કરી શકત ખરા કે ? તથા બીજી પ્રજાઓમાં ને બીજા દેશોમાં પોતાના ધર્મનો ફેલાવો કરી શક્ત ખરા કે ? યાદ રાખજો કે આ બધું નૌકાવિદ્યાની ખીલવણીમાંથીજ થયું છે, ખારવાઓના પ્રવાસમાંથીજ થયું છે અને શ્રીમંતો તથા અધિકારીઓએ ખલાસીની વિદ્યાની છીટ ન રાખીને એ કામને હલકું ન ગણ્યું પણ એ કામને ઉત્તમ ગણી તેમાં પોતે પણ ઉમંગ ભર્યો ભાગ લીધો તેમાંથીજ એ બધું થયું છે. માટે આપણે પણ જો આગળ વધવું હોય, અને દુનિયાની બીજી સુધરેલી પ્રજાઓની હારમાં રહેવું હોય તો ખલાસીના ધંધાને નીચો નહિ ગણતાં લાયક જુવાનોને એ લાઇનમાં મૂકવાની તજવીજ કરવી જોઇએ. જો નામદાર શહેનશાહના જીવનમાંથી તેમનો દાખલો જોઇને ખલાસીના ધંધાને માન આપતાં શીખીએ અને તેની કિંમત સમજીએ તોપણ આપણે ઘણું કર્યું એમ કહેવાય.

નામદાર શહેનશાહ નૌકાવિદ્યા શીખતા હતા તે બાબતમાંથી આ વાત પણ શીખવા જેવી છે કે યુરોપ અમેરિકા વગેરે સુધરેલા દેશોમાં દરેક ધંધાઓ નિયમપૂર્વક શીખવવામાં આવે છે તથા એ શીખવા માટેની ખાસ શાળાઓ હોય છે અને તેમાં વિધિસર ક્રમે ક્રમે ચઢતા પ્રકારનું શિક્ષણ અપાય છે, તથા અભ્યાસના પ્રમાણમાં અને માણસોની લાયકાતના પ્રમાણમાં ડીગ્રીઓ અપાય છે તેથી એવાં કામો શીખવાની દરેક માણસોના મનમાં હોંસ રહે છે અને દરેક ખાતામાં એવા કેળવાયેલા કામદારો મળવાથી દરેક ધંધાઓ શોભી ઉઠે છે તથા ખીલી નીકળે છે. જેમકે વિલાયતમાં ખલાસીઓને શિક્ષણ આપવાની

શાળાઓ છે તેથી ત્યાંના ખલાસીઓ નૌકાવિદ્યાની બાબતમાં ઘણાજ કુશળ હોય છે અને મહાસમુદ્રમાં ભયંકર તોફાનો થાય ત્યારે પણ તેઓ બહુ શાંતિથી, બહુ ધીરજથી અને બહુ બાહોશીથી પોતાનો બચાવ કરી શકે છે અને ઉતારૂઓની જીંદગી બચાવી શકે છે પણ એને બદલે આપણા દેશના ખારવાઓના હાલ જુઓ! તેઓને નર્મદા નદીમાં કે તાપીમાં હોડી હંકારવી હોય તોપણ કેટલી બધી મુસ્કેલી પડે છે? અને આ કાંઠેથી પેલે કાંઠે જતાં પણ કોઈ કોઈ વખત તેઓ કેટલા મુંઝાય છે તથા કેટલો બધો ટાઇમ ખોટી કરે છે? એ જોવા જેવું છે. તેઓની હોડીના હાલ કેવા હોય છે? તેના સઢના કેવા હાલહવાલ હોય છે? તેનાં હલેસાં કેવાં બેડોળ ને જાડાં હોય છે? અને થોડાક કામ સારૂ પણ તેઓ કેટલા બધા જણા રોકાઇ રહે છે. એ તમે જોયું છે? આ બધું શાથી? આવી રીતે ઘણી શક્તિ ફોગટ જાય છે, ઘણો વખત ફોગટ જાય છે, ઘણી મહેનત ફોગટ જાય છે અને પૈસા કમાઈ લેવાની ઘણી તકો ફોગટ જાય છે. તેનું કારણ શું? એનું કારણ એજ છે કે તેઓને તેઓના ધંધાનું નિયમપૂર્વક શિક્ષણ મળતું નથી, તેને લીધેજ તેઓના એવા હાલ છે અને માત્ર ખલાસીઓનાજ એવા હાલ છે, એમ નથી; પણ દરેક ધંધામાં ને દરેક લાઇનમાં જ્યાં ત્યાં એવુંજ છે. કારણકે તેઓને વિધિસર શિક્ષણ મળતું નથી. માટે નામદાર શહેનશાહના જીવનમાંથી આ વાત પણ શીખવા જેવી છે કે આવા વર્ગના લોકોને શિક્ષણ આપવા માટે હવે આપણા દેશમાં એવી શાળાઓ થવી જોઇએ. જો ધંધાદારીઓને તેઓના ધંધાનું શિક્ષણ આપનારી શાળાઓ થાય તો એવી જાતના લોકોમાં એક નવી જાતનું તેજ આવી જાય, તેઓમાં નવી સ્ફૂર્તિ આવી જાય, તેઓમાં કામ કરવાની ખાસ લાયકાત આવી જાય તથા તેઓનું પોઝીશન વધી જાય અને એમ થવાથી બીજા ઉંચ વર્ગના લોકોનું પણ એવા ધંધાઓ તરફ

ખેંચાણ થાય. માટે નાવિક વિદ્યા શીખવનારી તથા બીજા ધંધાઓ શીખવનારી શાળાઓની હવે આપણા દેશમાં જરૂર છે; માટે એ બાબત તરફ કેળવાયેલા બંધુઓએ તથા શ્રીમંતોએ ધ્યાન આપવાની મહેરબાની કરવી જોઇએ. જો એમ થાય તો નામદાર શહેનશાહના જીવનમાંથી આપણને ઘણો લાભ મળ્યો એમ કહેવાય.

## (૯) આપણાં બાલકોને ગોખણીઆ જ્ઞાનની નહિ પણ અનુભવસિદ્ધ જ્ઞાનની જરૂર છે.

નામદાર શહેનશાહને નૌકાશાસ્ત્રની કેળવણી આપવામાં તેમના પિતા શ્રી નામદાર શહેનશાહ સાતમા એડવર્ડનો એવો ઇરાદો હતો કે તેઓ માત્ર ચોપડીઓની પંડિતાઇમાંજ રહી જાય નહિ અને મ્હોંડે ગોખી રાખવાની જુની રીતમાંજ રહી જાય નહિ, પણ તેમને અનુભવિ જ્ઞાન મળે અને હુકમો પાળતાં શીખે, તે સારૂ તેઓને ખલાસીપણાની વિદ્યા શીખવામાં દાખલ કર્યા હતા. કારણ કે વહાણવટીની નોકરી બહુ સખ્ત પ્રકારની હોય છે. ત્યાં દરેક નાના અમલદારોને તથા મોટામાં મોટા અમલદારોને પણ દરેક કામ બહુજ નિયમપૂર્વક નીમેલા વખતે અવશ્યમેવ કરવુંજ પડે છે. અને એમાં જો જરાક પણ ભૂલ થાય તો તેઓને શિક્ષા ખમવી પડે છે. આમ હોવાથી નૌકાશાસ્ત્રમાં કેળવણી લેવાથી માણસોમાં તાબેદારીનો ગુણ આવે છે. એટલુંજ નહિ પણ એમાં કાંઈ ખાલી પુસ્તકો વાંચ્યાથી ચાલતું નથી. ત્યાં તો બધું કામ પોતાને હાથે કરવું પડે છે. એથી અનુભવી જ્ઞાન મળે છે અને ઘણી ચોપડીઓના જ્ઞાન કરતાં અનુભવનું થોડું જ્ઞાન પણ બહુ કિંમતી થઈ પડે છે. માટે આપણા નામદાર શહેનશાહના જીવનમાંથી આ વાત પણ આપણે શિખવી જોઇએ કે પઢેલા પોપટોની પેઠે આપણાં બાળકો ગોખણીઆ જ્ઞાનમાંજ ન રહી જાય, પણ તેઓને અનુભવી જ્ઞાન આપી શકાય એવી જાતની સ્કૂલો તથા કૉલેજો હવે આપણા દેશમાં થવી જોઇએ અને

શરૂઆતની કેળવણી લેતાં બાળકોને પણ કિંડરગાર્ટનની રીત પ્રમાણે અનુભવી જ્ઞાનની કેળવણી મળી શકે એવા ઉપાયો આપણે કરવા જોઇએ. જો આવી બાબતો તરફ ડાહ્યા માણસોનું તથા આગેવાનોનું અને અધિકારીઓનું લક્ષ્ય ખેંચાય, તો આપણને નામદાર શહેનશાહના જીવનમાંથી ઘણો લાભ થયો એમ કહી શકાય. અને હવે એવો વખત આવતો જાય છે કે આવી આવી અગત્યની બાબતોપર સૌ લોકોએ ધ્યાન આપવાની મહેરબાની કરવી જોઇએ.

## (૧૦) બાલકોને તેઓના કુદરતી સ્વભાવ પ્રમાણે કેળવવાથી થતા ફાયદા.

નામદાર શહેનશાહના જીવનમાંથી આ વાત પણ સમજી શકાય તેવી છે કે તેઓને પોતાના કુદરતી વલણ પ્રમાણે કામ કરવાનું મળ્યું તેથી તેઓ વહાણ ચલાવવાની સરતોમાં તથા હલેસાં મારવાની સરતોમાં ઘણાં ઇનામો જીતી શક્યા છે. એવીજ રીતે નામદાર શહેનશાહનો દાખલો જોઇને આપણે આપણાં બાળકોને તેઓના કુદરતી વલણ પ્રમાણે કેળવીએ, તો તેઓ પણ આગળ જતાં પોતાના કામમાં ફતેહ મેળવ્યા વિના રહે નહિ. અને પોતાનું કામ સમજી સમજીને કરી શકે તથા પોતાની ફરજો બરાબર રીતે બજાવી શકે એવા જો દેશમાં ઘણા માણસો થાય, તો દેશની આબાદી થતાં કાંઇ વાર લાગતી નથી. યાદ રાખજો કે દુનિયામાં જે જે મોટા માણસો થયા છે અને જેણે કાંઇક પણ સંગીન કામ કરી બતાવ્યું છે, તે બધા માણસોને તેઓના કુદરતી સ્વભાવને અનુસરતુંજ કામ મળ્યું હતું; તેથીજ તેઓ આગળ વધી શક્યા છે. માટે આપણે પણ જો આગળ વધવું હોય તો આપણા કુદરતી વલણ પ્રમાણે આપણને કામ મળી શકે એવી જાતના ઉપાયો કરવા જોઇએ અને આપણે માટે કદિ બહુ મોડું થયું હોય તો ફીકર નહિ પણ આપણા બાળકોને, દેશની ભવિષ્યની પ્રજાને

તેવો લાભ મળે એમ કરવું એ આપણી ફરજ છે. માટે આ અગત્યની બાબત ઉપર સૌ ભાઇઓનું લક્ષ્ય ખેંચાય એમ અમે ઇચ્છીયે છીયે.

**(૧૧) કેલવણી લેવા માટે બાળકોને પરદેશ મોકલવાની જરૂર.**

નામદાર શહેનશાહ જ્યોર્જને જ્યારે બારમું વર્ષ ચાલતું હતું ત્યારે તેઓને આગબોટ ઉપર ઉમેદવાર તરીકે કામ શીખવા માટે મોકલ્યા અને ત્યાં બે વર્ષ સુધી તેઓ રહ્યા. એ વખતે તેઓને કવાયત કરવી પડતી, વહાણનાં દોરડાંઓ ઉપર ચઢવું પડતું, શઢ ચઢાવવા પડતા. પોતાનાં બદન તૂટી જાય કે મોજાં ફાટી જાય તે પોતાને હાથે સાંધવાં પડતાં ને પોતાના ઉપરીને સાહેબજી કહીને બોલાવવા પડતા અને હોડીઓ ચલાવવી પડતી હતી. આ બધાં કામો તેઓને ફરજીઆત રીતે વહાણના કાયદા પ્રમાણે કરવાં પડતાં હતાં. હવે વિચાર કરો કે આપણા લોકોને પોતાનાં છોકરાંઓને કયાંય બહાર મોકલવાં હોય, તો કેટલી બધી મુસ્કેલી થઈ પડે છે? ને કેવું રોકકળાણ થઈ પડે છે? શું આપણુનેજ આપણાં છોકરાં વહાલાં હશે? અને નામદાર શહેનશાહ એડવર્ડ તથા રાજમાતા અલેકઝાંડ્રાને પોતાના દીકરાઓ વહાલા નહિ હોય? બેશક તેઓને પોતાના પુત્રો ઉપર અતિશય હેત હતું પણ જે ડાહ્યા માણસો છે અને જે ખરેખરા મોટા માણસો છે, તે એમ સમજે છે કે હેત કરતાં પણ ફરજ મોટી ચીજ છે. અને બહારના દેખાવના હેત કરતાં પણ સદ્ગુણોને ખીલવવા એ વધારે મોટી વાત છે. માટે જે માબાપોને પોતાનાં છોકરાંઓ ઉપર ખરેખરૂં હેત હોય તે માબાપો પોતાનાં છોકરાંઓને સુધારવા માટે તેઓની સાથે સખતાઇથી વર્તવું પડે તો તેમ વર્તે છે અને તેઓની સાથે જુદાઈ ભોગવવી પડે તો તે જુદાઇ ભોગવે છે; પણ અંતે જેમ તેઓનું કલ્યાણ થાય અને ભવિષ્યમાં તેઓ કીર્તિવંત થાય એવા ઉપાયો કરે છે. અને જે માબાપો પોતાનાં છોકરાંઓ ઉપર ખોટું હેત રાખે છે અને તેઓની

જુદાઇ સહન કરી શકતાં નથી, તે માબાપો પોતાનાં છોકરાંઓને ન-માલાં બનાવી મૂકે છે; એથી હમણાનું હેત તેઓને પાછળથી ભારે પડે છે. કારણ કે ખરેખરા વાવણીના વખતે કામ ન થાય ત્યારે પછી કાપણીને વખતે દિલગીરજ થવું પડે છે. તેવીજ રીતે બાળકોને જ્યારે કેળવણી આપવાનો ખરેખરો વખત હોય, ત્યારે જે માબાપો હેતને નામે ખોટા મોહમાં રહી જાય તેનાં બચ્ચાંઓ આગળ જતાં પછાત રહી જાય છે અને નાલાયક થાય છે. માટે બાળકોને કેળવણી આપ-વાની બાબતમાં તેઓની જુદાઇ સહન કરવી પડે તો એવી જુદાઇ ખમવા માટે રાજમાતા અલેકઝાન્ડ્રાની પેઠે દરેક માતાઓએ સહન-શીલતા રાખવી જોઇએ. અને પોતાના બાળકો બહાદૂર થાય, સદ્‌ગુણી થાય, નમુનેદાર થાય અને પોતાનું જીવન સુધારી શકે તેવા તેઓને બનાવવા જોઇએ. મારે તો આ માંડ કરીને છે તેને બહાર કેમ કઢાય, એવા સાંકડા વિચારોમાં હવે ન પડયું રહેવું જોઇએ; પણ જેમ બને તેમ છોકરાઓનું ભલું થાય તેમ કરવું જોઇએ અને તેઓનું ભલું કરવા સારૂ આપણા હેતને આપણે અંકુશમાં રાખતાં શીખવું જોઇએ. કારણ કે હાલના જમાનામાં હવે બાળકોને કેળવણી માટે બહાર મોકલ્યા વિના ચાલે તેમ નથી. કારણ કે કેળવણીનાં સાધનો મોટાં શહેરોમાં હોય છે અને યુરોપ અમેરિકા વગેરે પરદેશોમાં ઘણાં સારાં સાધનો હોય છે. માટે ત્યાં ગયા વિના ચાલે તેમ નથી. જે વખતે રેલવે, આગ-ગબોટ, તાર, છાપખાનાં વિગેરે સગવડો નહોતી તથા લોકોની જીંદગીની સલામતીનાં સાધનો નહોતાં તે વખતે લોકો ઘરમાં પડયા રહેતા હોય એ જુદી વાત છે. પણ આજના વખતમાં તો ઇશ્વરકૃપાથી અનેક જાતના સહેલામાં સહેલાં સાધનો છે. અને નામદાર બ્રિટિશ સરકારના પ્રતાપથી આખી દુનિયામાં ગરીબમાં ગરીબ લોકોના જાનની પણ સલામતી રહી શકે તેમ છે, માટે હવેના જમાનામાં કેળવણી સારૂ તથા

વિદ્યા હુન્નરના વધારા સારૂ બાળકોને આપણે આપણા ઘરમાંથી બહાર કાઢતાં શીખવું જોઇએ. અને નામદાર શહેનશાહને પગલે ચાલી નાની ઉમરમાંથી બાળકોને સારે સારે ઠેકાણે વિદ્યાલયોના બોર્ડિંગોમાં દાખલ કરવા જોઇએ. જો નામદાર શહેનશાહના જીવનમાંથી આટલો પાઠ શીખી શકાય તોપણ એક મોટું કામ થયું એમ ગણાય.

## ( ૧૨ ) આપણાં બાળકો આનંદી સ્વભાવનાં થાય એમ કરવું જોઇએ.

નામદાર શહેનશાહ જ્યારે નાની ઉમરના હતા અને આગબોટ ઉપર હતા ત્યારે તેઓ પોતાનો વખત બહુજ આનંદદાયક રીતે ગાળતા હતા. નાની રમુજ તથા વાંસળી વગાડવી, નાચ કરવો અને ગીત ગાવાં વિગેરે બાબતોથી તેઓ હમેશાં આનંદમાં રહેતા હતા અને આનંદી સ્વભાવને લીધે તેઓ નામદારની તંદુરસ્તી પણ સારી રહેતી હતી. કારણકે એવી કહેવત છે કે 'આનંદી અંતઃકરણ વૈદની રોજી ટાળે છે.' આનંદ એ સ્વર્ગની વસ્તુ છે, આનંદ એ આત્માનો સ્વાભાવિક ગુણ છે, આનંદ એ અંતરના સંતોષનું લક્ષણ છે, આનંદ એ બહુ મૂલ્યવાન વસ્તુ છે, આનંદ એ મહાભાગ્યશાળીઓનેજ મળી શકે છે અને આનંદ એ જીંદગીનું રસાયન છે. માટે જેને આનંદ ભોગવતાં આવડ્યો તેને પોતાના રોગો દૂર કરતાં આવડ્યા એમ સમજવું. જેને આનંદ ભોગવતાં આવડ્યો તેને પોતાનું આયુષ્ય વધારતાં આવડ્યું એમ સમજવું. જેને આનંદ ભોગવતાં આવડ્યો તેની ઉપર ઇશ્વરની કૃપા ઉતરી એમ સમજવું અને જેને આનંદ ભોગવતાં આવડ્યો તેને આ દુનિયા સુખરૂપ થઇ પડી એમ સમજવું. આવી અલૌકિક વસ્તુ તે આનંદ છે અને એવો આનંદ ભોગવતાં આપણા શહેનશાહને આવડે છે માટે આપણે આપણા નામદાર શહેનશાહના જીવનમાંથી નિર્દોષ આનંદ ભોગવતાં શીખવું જોઇએ. કારણકે આનંદ એ કુદરતી છે છતાં

પણ હાલના વખતમાં આપણે જેમ પૈસાની બાબતમાં દરિદ્રી છીએ, જ્ઞાનની બાબતમાં દરિદ્રી છીએ, હિંમતની બાબતમાં દરિદ્રી છીએ, નવીન શોધની બાબતમાં દરિદ્રી છીએ અને ધર્મની બાબતમાં દરિદ્રી છીએ તેમજ કુદરતી આનંદ મેળવવાની બાબતમાં પણ આપણે દરિદ્રી છીએ. તેથી મફત મળતો આનંદ પણ આપણે લઇ શકતા નથી. માટે ગાવું, બજાવવું વિગેરે નિર્દોષ બાબતોમાંથી તથા બીજી ફૂરસદના વખતે લાભ લેવા જેવી નિર્દોષ રમતગમતોમાંથી આપણે આનંદ મેળવતાં શીખવું જોઇએ.

બંધુઓ ! નામદાર શહેનશાહ જેવા મોટા દરજ્જાના માણસોને તો આનંદ ભોગવવા માટે અનેક જાતનાં સાધનો હોય છે એટલે તેઓ કદી કુદરતી વસ્તુઓમાંથી કે કુદરતી બનાવોમાંથી આનંદ ન લે, તોપણ તેઓને કદાચ ચાલી શકે, પણ ગરીબ માણસોને તથા મધ્યમ સ્થિતિનાં માણસોને મોટા દરજ્જાના માણસોના જેટલા વૈભવો ભોગવવાનાં સાધનો હોતાં નથી, એટલે એવી બાબતોમાંથી ગરીબોને આનંદ લેવાની બહુ ઓછી તકો મળે છે. પણ કુદરતી આનંદ લેવાની તકો તો સૌને માટે ખુલ્લી છે માટે નાચવું, ગાવું, બજાવવું, હસમુખો સ્વભાવ રાખવો, નિર્દોષ રમત ગમતમાંથી આનંદ મેળવવો અને કુદરતી સૌંદર્યમાંથી તથા કુદરતી બનાવોમાંથી ને કુદરતી અજાયબીઓમાંથી આનંદ મેળવવો એ તો સૌથી બની શકે તેવી વાત છે. માટે જેમ બને તેમ આનંદી સ્વભાવ રાખતાં શીખવું જોઇએ. કારણકે હજારો જાતની દવાથી તથા લાખો રૂપીઆ ખરચ્યાથી પણ જે તંદુરસ્તી ન મળી શકે તે તંદુરસ્તી આનંદી અંતઃકરણ રાખવાથી મળી શકે છે. માટે નામદાર શહેનશાહના જીવનમાંથી આપણે રમુજી સ્વભાવ રાખવાની તથા આનંદ મેળવવાની કુંચીઓ જાણી લેવી જોઇએ. જો એ બાબત ઉપર ભાર મૂકીએ અને તેમાંથી સાર લઇએ તો એ રસ્તે પણ આપણને ઘણોજ ફાયદો થઇ શકે તેમ છે.

**(૧૩) આપણા લોકોમાં મુસાફરીનો શોખ વધારવાની જરૂર.**

નામદાર શહેનશાહ પોતાની પંદર વરસની ઉમ્મરે પૃથ્વી પ્રદક્ષિણા કરવા નિકળ્યા હતા. એ વખતે તેઓ નામદાર દક્ષિણ અમેરિકા ગયા હતા, ત્યાંથી પાછા આફ્રિકા આવ્યા હતા અને આફ્રિકાથી દક્ષિણ આસ્ટ્રેલીઆમાં ગયા હતા. ત્યાંથી ફીઝીના ટાપુમાં ગયા હતા, ત્યાંથી જાપાન ગયા હતા, ત્યાંથી ચીન અને ત્યાંથી સીંગાપુર ગયા હતા, ત્યાંથી સીલોન ગયા હતા, ત્યાંથી મિસર દેશમાં ગયા હતા, ત્યાંથી સીરીઆ, પાલેસ્ટાઇનિ, એથેન્સ, ક્રીટ, સીસીલી, સારડીનીઆ, વિગેરે ઠેકાણે થઇને જીબ્રાલ્ટર ગયા હતા. તે અગાઉ જ્યારે નામદાર શહેનશાહ બાર વર્ષની ઉમ્મરના હતા ત્યારે પણ તેઓએ ઘણીજ મુસાફરી કરી હતી. મનવાર એકાન્ટે ઉપર જ્યારે પ્રિન્સ જ્યોર્જ હતા ત્યારે તે મનવારે કુલ ચોપનહજાર છસોં અગનાએશી માઇલની મુસાફરી કરી હતી. હવે વિચાર કરો કે સાડા ચોપન હજાર માઇલની મુસાફરી એટલે શું ? એનો કાંઈ ખ્યાલ આવી શકે છે ? આપણને એક ગામથી બીજે ગામ જવું હોય તોપણ તેમાં કેટલી બધી મુસ્કેલી થઇ પડે છે અને સો બસો માઇલ ક્યાંક જાત્રાબાત્રા કરી આવીએ તેમાં તો જાણે કાંઈ મોટો વાઘ માર્યો હોય એમ માની લઇએ છીએ; પણ આપણા નામદાર શહેનશાહ મુસાફરીની કેટલી બધી જેહમત ઉઠાવે છે ને કેટલી બધી તકલીફ ભોગવે છે ? એ જરા વિચાર તો કરો !

નામદાર શહેનશાહ જ્યારે મોન્ટવીડીઓથી ફોકલેન્ડના ટાપુઓ તરફ જતા હતા ત્યારે, એ તેરસો માઇલની સફરમાં સારી ઋતુમાં નવ દિવસ લાગે છે તેને બદલે એ વખતે દરિયો તોફાની હોવાથી ત્યાં પહોંચતાં તે નામદારની આગબોટને પંદર દિવસ લાગ્યા હતા. એવીજ રીતે બીજી વખત પણ દરિયાનું તોફાન લાગ્યું હતું તેથી આસ્ટ્રેલીઆ જતાં મનવાર બેકેન્ટેનું સુકાન ભાગી ગયું હતું, એ વખતે પવનનું એવું

જોર હતું કે વરાળયંત્રની મદદથી કે સઢની મદદથી પણ આગબોટ ચાલી શકતી નહોતી. આવી જોખમ ભરેલી સ્થિતિમાં આગબોટ દક્ષિણ આસ્ટ્રેલિયા તરફ બહુ દૂર ઘસડાઈ ગઈ હતી, તેથી એ આગબોટને સમી કરવા સારૂ ન્યુ સાઉથ વેલ્સની ગોદીમાં મૂકવી પડી હતી. આવાં આવાં તોફાનો ખમવાં પડે, મુસ્કેલીઓ ભોગવવી પડે, અને જોખમો ખેડવાં પડે છતાં પણ નામદાર શહેનશાહ એવી બાબતોથી ડરતા નથી, કે મુસાફરી કરવાથી અટકતા નથી. કારણ કે મુસાફરીના ફાયદાઓ તેઓ સાહેબે જોયેલા છે અને અનુભવેલા છે તેથી તેઓને મુસાફરીની મુસ્કેલીઓમાંથી પણ આનંદ મળે છે. માટે આપણે નામદાર શહેનશાહના જીવનમાંથી એ શીખવું જોઇએ કે માચીના માકડ જેવા અને કૂવાના દેડકા જેવા આપણા લોકો છે તેઓની અંદર મુસાફરીનો શોખ વધે એમ કરવું જોઇએ. કારણ કે દેશાટન કરવાના ફાયદા બેહદ છે. એ ફાયદાઓ આપણા ઋષિમુનિઓ જાણતા હતા માટે તેઓએ શાસ્ત્રોમાં તથા નીતિના ને ઉપદેશોના ગ્રંથોમાં દેશાટન કરવાની આજ્ઞાઓ કરેલી છે. છતાં પણ, અત્યારે આપણે એવા અજ્ઞાન બની ગયા છીએ કે જે લોકો પોતાના ઘરના પૈસા ખરચીને પરદેશ જાય, જે વિદ્યાર્થી વિદ્યાભ્યાસ કરી દેશને ફાયદો કરવા સારૂ પરદેશ જાય, જે માણસો જોખમો ખેડી ધંધો રોજગાર વધારવા પરદેશ જાય અને જે માણસો અનેક પ્રકારની મુસ્કેલીઓ ભોગવીને તથા શ્રીમંતોની ખુશામતો કરીને અને મદદ મેળવીને નવી નવી શોધખોળ કરવા સુધરેલા મૂલકોમાં જાય તેને પણ નાતબ્હાર મૂકવાનું બહુ ઉમદા કામ આપણે બજાવીએ છીએ!!! અરે ભાઇઓ! જરા વિચાર તો કરો કે આવા લાયક માણસોને આપણે મદદ કરવી જોઇએ કે નાતબહાર કરવા જોઇએ? આવા સાહસ ખેડનારા બહાદૂર માણસોને આપણે ઇનામો આપવાં જોઇએ કે તેઓનો તિરસ્કાર કરવો જોઇએ? અને આપણા દેશના

લોકોને માટે તથા ભવિષ્યની પ્રજાને માટે રસ્તો ખુલ્લો કરનારાઓનો આપણે ઉપકાર માનવો જોઇએ કે તેઓની પાસે તેઓના એ ગુન્હા બદલ માફી મગાવવી જોઇએ ? શું કરવું જોઇએ એ માટે જરા તમારા અંતઃકરણને પૂછી તો જુઓ ! શું કરવું જોઇએ એ માટે જરા દેશ-કાળની સ્થિતિ તો જુઓ ! અને એવી બાબતમાં શું કરવું જોઇએ તે માટે જરા શાસ્ત્રોના તથા હાલના અનુભવી ડાહ્યા માણસોના વિચારો તો જુઓ. જો એ બધું જોશો તો ચોખ્ખી રીતે જણાઈ આવશે કે જે લોકો પરદેશ જવાની ના પાડે છે અને લોકોને રીવાજોની ગુલામ-ગીરીની સાંકળમાં બાંધી રાખે છે તેઓ બહુજ મોટું પાપ કરે છે, અને તેઓ પોતાનું તથા બીજાઓનું બહુજ અનિષ્ટ કરે છે. એવાં પાપમાંથી પ્રભુ તેઓને બચાવો !

નામદાર શહેનશાહ પોતે લાંબી મુસાફરી કરવાનાં જોખમો ન ખેડે તોપણ તેઓને ચાલી શકે તેમ છે. એ માટે તેઓને કોઇ ફરજ પાડી શકે તેમ નથી. એટલુંજ નહિ પણ તેઓને કાંઇ પૈસા કમાવા સારૂ મુસાફરી કરવી પડે તેવું નથી, છતાં પણ તેઓ નામદાર પોતે બહુ લાંબી મુસાફરીઓ કરે છે, પણ આપણને તો દેશાટન કરવાની ખાસ જરૂર છે; કારણ કે જો દેશાટન કરીએ તો આપણામાં ડહાપણ વધે છે. જો દેશાટન કરીએ તો આપણી આબરૂ વધે છે, જો દેશાટન કરીએ તો આપણને પૈસા મળે છે, જો દેશાટન કરીએ તો આપણને નવા નવા અનુભવ મળે છે, જો દેશાટન કરીએ તો આપણે નવી નવી હુન્નરકળા શીખી શકીએ છીએ અને જો દેશાટન કરીએ તો આપણામાં ઘણી જાતના સદ્ગુણો આવે છે તથા આપણી દૃષ્ટિ વિશાળ થાય છે. અને આપણી તંદુરસ્તી સુધરે છે માટે નામદાર શહેનશાહના જીવનમાંથી આપણે એ ધડો લેવો જોઇએ કે જેમ બને તેમ દેશાટન કરવું અને નવી નવી વિદ્યાઓ મેળવવી તથા હિમ્મત

વધે, બહાદૂરી વધે, ડહાપણ વધે અને આપણી ફરજો બજાવવાનું આપણામાં બળ આવે એમ કરવું જોઇએ. જો એમ કરતાં આવડે તો નામદાર શહેનશાહના જીવનમાંથી આપણે ખરેખરો લાભ મેળવ્યો એમ કહેવાય.

## (૧૪) મુસાફરી હેતુપૂર્વકજ કરવી જોઇએ.

આપણા લોકો જાત્રા નિમિત્તે મુસાફરી કરે છે, પણ તેઓનો તેમાં માત્ર એકજ હેતુ હોય છે અને તે એજ કે દેવનાં દર્શન કરી આવવાં. આટલાજ કારણસર તેઓ મુસાફરી કરે છે, તેથી જે જે ઠેકાણે જાય તે તે ઠેકાણે દેવનાં દર્શન કરી, મંદિરના ઘંટ વગાડી, ટાઢે પાણીએ નાહીને થોડાક પૈસા ખરચીને ખાલી હાથે પાછા ચાલ્યા આવે છે; અને વાંકો કોડીનાર જઇ આવે તેની પેઠે જાત્રા જઈ આવે છે. "વાંકો કોડીનાર જઈ આવ્યો" એ કહેવત માટે એમ કહેવાય છે કે એક મૂર્ખ માણસ હતો, તેની બુદ્ધિમાં જેમ ખામી હતી, તેમજ તેના શરીરમાં પણ કાંઇક ખોડ હતી. તેથી તેને લોકો વાંકો કહીને બોલાવતા હતા. તે ઘરમાં બેઠો હતો, ત્યાં કાંઈ વાત નીકળી ત્યારે તેમાંથી એક જણે કહ્યું કે સવારે વાંકાને કોડીનાર જવું પડશે. મતલબ કે કોડીનારમાં કાંઈ કામ છે તે સારૂ વાંકાને મોકલવો પડશે. વાંકાએ સાંભળ્યું કે મારે કાલે કોડીનાર જવું જોઈશે તે કરતાં આજેજ નવરો છું માટે જઈ આવું. એમ વિચાર કરીને ત્યાંથી પાંચ સાત ગાઉ ઉપર કોડીનાર હતું ત્યાં ગયો અને ગામને ઝાંપે જઇને પાછો બીજે દિવસે સવારમાં ચાલ્યો આવ્યો. એ પછી તેના ઘરના માણસે કહ્યું કે વાંકા! તારે આજે કોડીનાર જવાનું છે, ત્યારે વાંકાએ કહ્યું કે હું તો કોડીનાર જઇ આવ્યો, ત્યારે પેલા માણસે પૂછ્યું કે તને કોડીનાર જવાનું કોણે કહ્યું હતું? અને તું ત્યાં શા માટે ગયો હતો? ત્યારે વાંકાએ કહ્યું કે તમે કાલે વાત કરતા હતા કે વાંકાને કોડીનાર જવું પડશે, તે મેં સાંભળ્યું

તેથી મને એમ લાગ્યું કે કાલે જવું છે તેને બદલે આજેજ જઈ આવું એમ સમજીને હું તો કોડીનાર જઇને હમણાંજ આવ્યો. ત્યારે પેલાએ પૂછ્યું કે પણ તેં ત્યાં જઇને શું કર્યું? ત્યારે વાંકાએ કહ્યું કે વળી કરે શું! તમે કયાં કંઇ કરવાનું કહ્યું હતું? તમે તો કહેતા હતા કે વાંકાને કોડીનાર જવું જોઇશે તેથી હું કોડીનાર જઈને ચાલ્યો આવ્યો.

આવી રીતે વાંકો કોડીનાર જઈ આવ્યો, તેવી રીતે આપણા લોકો જાત્રા જઈ આવે છે. પણ જાત્રા જઇને મુસાફરી કરીને તેમાંથી જે લાભ લેવા જોઇએ તે લાભ લેતાં આપણને આવડતું નથી. માટે આપણે આપણા નામદાર શહેનશાહની મુસાફરીના હેવાલોમાંથી શીખવું જોઇએ કે તે નામદાર જે જે દેશમાં જતા તે તે દેશની જાણવા લાયક કુદરતી અજાયબીઓ જોતા હતા. તે તે દેશના લાયક સજ્જન માણસોની મૂલાકાત લેતા હતા. તે દેશનો જરૂર જેટલો ઇતિહાસ જાણી લેતા હતા, તે દેશની ભૂગોળનું જ્ઞાન મેળવી લેતા હતા. તે દેશમાં જે જાણવા લાયક વસ્તુઓ થતી હોય તેના નમુના પોતાની સાથે લઈ લેતા હતા, ખેતી વાડી વિષે, વેપાર ધંધા વિષે, લોકોના રીત-રીવાજો વિષે તથા બીજી દરેક જાતની જાણવા લાયક બાબતો માટે તેઓ પૂછપરછ કરતા હતા. અને જે ખાસ જાણવા જેવી બાબત લાગે તેની પોતાની ડાયરીમાં નોંધ કરી લેતા હતા. જ્યાં શિકાર કરવા જેવાં જાનવરો મળે ત્યાં શિકાર કરતા હતા. જ્યાં જોવા લાયક ખાણો મળે ત્યાં તે ખાણો જોવા જતા હતા. અને જ્યાં કાંઇ પણ વિચિત્ર પ્રકારની બાબત હોય અથવા નવાઇ જેવો બનાવ હોય તે જોવા માટે અને તેને લગતી હકીકત મેળવવા માટે બહુ આતુર રહેતા હતા. તેથી તેઓ નામદારના સામાન્ય જ્ઞાનમાં તથા વિશેષ જ્ઞાનમાં ખાસ વધારો થતો હતો. અને પરદેશ જવાથી જે લાભ થવા જોઇએ તે

લાભ તેઓ નામદારને થતા હતા. કારણકે તેઓ સાહેબ પરદેશ જવાના હેતુઓ તથા કારણો જાણે છે અને તે હેતુઓ સિદ્ધ કરવા સારૂજ મુસાફરી કરે છે. તેવી મુસાફરીથી તે નામદારને ઘણોજ ફાયદો થાય છે. માટે આવી રીતે હેતુપૂર્વક યાત્રા કરવાનું તથા મુસાફરી કરવાનું આપણે પણ શિખવું જોઇએ અને જે જે દેશમાં જઇએ તે તે દેશની અજાયબીઓ આપણા લોકોને જણાવવી જોઇએ. તે તે દેશનાં હુન્નરકળા આપણા દેશમાં લાવવાની કોશિશ કરવી જોઇએ અને આપણા દેશની જે જે જાણવા લાયક બાબતો હોય તે માટે પરદેશના લોકોને માહિતિ આપવી જોઇએ. એટલુંજ નહિ પણ પરદેશમાં જે જે મોટા વિદ્વાનો, નવીન શોધકો, સમર્થ ધર્મપ્રચારકો, મોટા રાજદ્વારીઓ કે કોઇ પણ જાતની અદ્‌ભૂત શક્તિવાળાં સ્ત્રી પુરૂષો હોય તેઓના દર્શનનો લાભ લેવો જોઇએ. અને તેઓના જીવનમાંથી આપણી જીંદગીમાં કાંઇક નવો રસ રેડાય એમ કરવું જોઇએ. જો એમ કરતાં આવડે તોજ મુસાફરીની સાર્થકતા થાય છે, નહિ તો વાંકો કોડીનાર જઈ આવ્યા જેવુંજ થાય છે. એવું ન થાય માટે આપણા નામદાર શહેનશાહના જીવનમાંથી દેશાટન કરવાના ફાયદાઓ તથા હેતુઓ જાણવા જોઇએ. અને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરવી જોઇએ. જો એમ કરીએ અથવા એમાંનું કાંઈ પણ કરીએ તો આપણે નામદાર શહેનશાહના જીવનમાંથી ઘણોએ લાભ મેળવ્યો છે એમ કહી શકાય. અને એવું થાય તોજ જીવનચરિત્ર વાંચ્યાની સાર્થકતા થાય માટે યાદ રાખજો કે જીવનચરિત્રો વાંચીને મનમાં મનમાં રાજી થયા કરીએ એટલુંજ કાંઈ બસ નથી, પણ જ્યારે તેઓને પગલે ચાલીએ અને આપણી શક્તિના પ્રમાણમાં કાંઇક પણ ભલું કામ કરી બતાવીએ કે આપણામાં રહેલા કોઈક પણ સદ્‌ગુણને સારી રીતે ખીલવી બતાવીએ ત્યારેજ ખરો ફાયદો થયો ગણાય. અને એવો ફાયદો આપણા

નામદાર શહેનશાહના જીવનમાંથી આપણને થાય એમ હું ઇચ્છું છું, અને મારી એ ઇચ્છા પાર પડે તે માટે પ્રાર્થના કરૂં છું.

## (૧૫) આપણે આપણી ફરજો બજાવવા માટે ખાસ લાગણી રાખવી જોઇએ.

નામદાર શહેનશાહના જીવનમાંથી જે ખાસ મનન કરવા જેવી બાબત મળે છે, તે એ છે કે તેમની કર્તવ્યપરાયણતા જોવા લાયક છે; તેમની ફરજ બજાવવાની લાગણી અનુકરણ કરવા જેવી છે; અને કામ કરવા ઉપરનો તેમનો પ્રેમ નમુનેદાર છે. છેક બાળપણમાંથીજ તેઓમાં એ લાગણી એટલી બધી મજબુત, એટલી બધી ઉંડી અને એટલી બધી વિશાળ છે કે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાંજ છે. તે નામદારની કર્ત્તવ્યપરાયણતાની હોંશ સમજવા માટે આપણે તેઓના જીવનમાંથી થોડાક ખરા બનેલા દાખલાઓ જાણવા જોઇએ.

નામદાર શહેનશાહ જ્યારે રાજકુમાર હતા ત્યારે એક ટોરપેડો બોટ ઉપર મુખ્ય અધિકારી હતા. એ વખતે તે બોટને લઇને તેઓને સ્પીટહેડ જવાનો હુકમ મળી ચૂકયો હતો. એટલામાં તેમના પિતાજી નામદાર પ્રિન્સ ઓફ વેલ્સે કમાન્ડર ઇન ચીફને સંદેશો કહેવડાવ્યો કે 'રાજકુમાર જયોર્જ મને ગુડવુડમાં મળે, એ સંદેશો જ્યારે કુમાર શ્રીને કહ્યો ત્યારે તેઓએ કહ્યું કે સાહેબ મારી બોટનું શું થશે ? ત્યારે કમાન્ડર ઇન ચીફ સર જોન કોમરેલે કહ્યું કે આપને એક દિવસની રજા મળશે. કારણ કે આપના પિતા શાહજાદા પ્રિન્સ ઑફ વેલ્સ આપને મળવા માટે ઇંતેજાર છે. એ સાંભળીને રાજકુમાર જયોર્જે કહ્યું કે સાહેબ મને તો સ્પીટહેડ જવાનો હુકમ મળી ચૂકયો છે. માટે મારે તેનો અમલ કરવોજ જોઇએ. એમ કહીને તેઓ પોતાની નોકરી ઉપરજ રહ્યા અને ગુડવુડ ગયા નહિ.

પોતાની ફરજ બજાવવા માટે તેઓને કેટલી બધી લાગણી

હતી તે આ દાખલા ઉપરથી સમજી શકાય છે. આવીજ રીતે બીજી એ વાત પણ જાણવા જેવી છે કે જ્યારે તેઓ પૃથ્વી પ્રદક્ષિણા કરવા માટે નીકળ્યા હતા, ત્યારે દક્ષિણ અમેરિકા ગયા હતા. એ વખતે બોઅર લોકો સાથે લડાઈ ચાલતી હતી તેથી જે મનવાર ઉપર તેઓ હતા, તે મનવાર બેકેન્ટેને હુકમ મળ્યો કે બોઅર લોકોને ડરાવવા માટે તમારે આફ્રિકા જવું. તેથી એ મનવાર આફ્રિકામાં નાતાલમાં ગઈ પણ તેમને લડાઈમાં ભાગ લેવા હુકમ મળ્યો નહિ અને બોટને નાતાલના કિનારા ઉપર પડયું રહેવું પડયું, તેથી નાઉમેદ થઇને રાજકુમારે પોતે પોતાની ડાયરીમાં લખ્યું કેઃ—

કિનારાથી વીસ પચીસ માઇલ દૂર અમને નાખી મૂક્યા હતા. અમે અહીં છીએ એમ પણ વખતે કોઇને ખબર નહિ હોય. આવી રીતે બોઅર લોકોને અમે શી રીતે ડરાવી શકતા હતા તે અમને સમજાતું નથી. ખરેખર અમારી હાજરી નકામી હતી અને મનને સમજાવવા માટેનીજ હતી. અમારૂં અહીં રહેવું અમોને ખોરાક પૂરો પાડનાર ઇજારદારનેજ માત્ર ફાયદાકારક હતું.

આ કેટલા બધા લાગણી ભરેલા અને બહાદૂરીના શબ્દો છે તે વિચારવા જેવી વાત છે. આ શબ્દો પોતાની પંદર વર્ષની ઉમરે નામદાર શહેનશાહે લખેલા છે. અને પંદર વર્ષની બાળક ઉમરમાં જ્યારે છોકરાઓ દડે રમતા હોય, ધીંગા મસ્તી કરતા હોય અને નિશાળેથી આવતાં રસ્તામાં મજા મસ્કરી કરતા હોય તેવડી ઉમરે પોતાની ફરજ માટે આવા ઉંચા ખ્યાલ હોય અને દુશ્મનો સાથે લડવા માટે અંદરથી તરફડાટ થઈ રહ્યો હોય એ કાંઈ નાનીસુની વાત નથી. પણ એ બહુ વિચારવા જેવી વાત છે. એટલુંજ નહિ પણ આપણા નામદાર શહેનશાહની બહાદૂરીના આવા રૂડા ગુણો આપણા બાળકોમાં આવે એવી જાતના ઉપાયો કરવા એ આપણું કામ છે. જો આવી

રીતે નામદાર શહેનશાહના જીવનમાંથી જીવન મેળવી શકીએ તોજ આપણી સાચી વફાદારી કહેવાય. કારણ કે 'યથા રાજા તથા પ્રજા' એ પ્રાચીન ઋષિઓનો સિદ્ધાન્ત છે. માટે આપણા શહેનશાહ જેવા કર્ત્તવ્યપરાયણ છે એવા આપણે કર્ત્તવ્યપરાયણ થવું જોઇએ. આપણા શહેનશાહ જેવા બહાદૂર છે તેવા બહાદૂર આપણે થવું જોઇએ. અને આપણા શહેનશાહ જેવા ભલા છે તેવા ભલા આપણે થવું જોઇએ. કારણ કે તેમને પગલે ચાલવું એ આપણી ફરજ છે માટે આપણે આપણા પ્રમાણમાં એ બધા સદ્‌ગુણો ખીલવવા જોઇએ.

પોતાની ફરજ બજાવવામાં તથા ગરીબ વર્ગના લોકોની સાથે મળીને કામ કરવામાં પણ તેઓ કેટલા બધા કુશળ છે એમ સમજવા માટે ત્રીજો દાખલો પણ જાણવા જેવો છે. અને તે એ કે—

આગબોટ બેકાન્ટે જ્યારે તુર્કસ્થાનના સેલોનીકા નામના બંદર ઉપર હતી ત્યારે એક તુર્ક ગૃહસ્થ તે મનવાર જોવા માટે ત્યાં આવ્યો. કારણ કે તેને ખબર મળ્યા હતા કે આ આગબોટ ઉપર વિલાયતના રાજકુમારો છે. તેથી કુંવરોને જોવા માટે તે તુર્કી શ્રીમાન મનવાર ઉપર ગયો હતો. એ વખતે પ્રિન્સ જ્યોર્જ કોલસા ભરવાનું કામ કરતા હતા તેથી તેઓનું મ્હોડું તથા કપડાં કોલસાની રજવાળાં થઈ ગયાં હતાં. એ વખતે પેલા તુર્ક શ્રીમાને આગબોટના ઉપરી અમલદારને પૂછ્યું કે વિલાયતનાં રાજકુમાર ક્યાં છે ? ત્યારે તેણે કહ્યું કે આ તમારી પાસે ઉભા છે તે રાજકુમાર છે, પણ એ વખતે કુમારશ્રીનું મ્હોડું તો કોલસાની ધૂળને લીધે જોવા લાયક થયું હતું. એટલે તેમને જોઇને આ રાજકુમાર છે એમ તે તુર્ક શેઠીઓ સમજી શકયો નહિં. અને તેને એ વાત મશ્કરી જેવી લાગી, પણ બીજા સૌ માણસોએ વારે વારે જ્યારે તેને ખાતરી આપી કે 'આ પોતેજ રાજકુમાર છે, ત્યારે એ તુર્ક શ્રીમન્તની અજાયબીનો પાર રહ્યો નહિ. કારણકે આપણા

દેશના શ્રીમન્તો તથા રાજાઓ જેમ કામ કરવાની બાબતમાં બેદરકાર છે તેમજ તુર્કસ્તાનના શ્રીમન્તો તથા અમીરો પણ કામ કરવાની બાબતમાં બેદરકાર છે, અને પોતાના સુલતાનના દરજ્જા માટે પોતાના મનમાં શુંનું શુંય સમજ્યા કરે છે એટલે રાજકુમારને કોલસાનું કામ કરતા જોઇને તેને અજાયબી લાગે એમાં કાંઇ નવાઈ નથી; પણ છૂટા પણાના વિચારો ધરાવનારા તથા સૌ લોકોના સરખા હક સમજનારા અમેરિકાના લોકો પણ વિલાયતના કુંવરોને ખલાસીઓ સાથે કામ કરતા જોઇને અજબ થયા હતા. એ માટે પણ નામદાર શહેનશાહના જીવનમાંથી એક બહુ જાણવા લાયક વાત છે. અને તે એ કેઃ—

ઉત્તર અમેરિકાના કાફલામાં જ્યારે રાજકુમાર પ્રિન્સ જ્યૉર્જ હતા ત્યારે રાજકુમાર મનવાર ઉપર શું કામ કરે છે તે જોવા માટે એક અમેરિકન ગૃહસ્થ આવ્યો. એ વખતે મનવારના ઉપરી અમલદારે એક જુવાન અમલદારને બોલાવીને કહ્યું કે આ ગૃહસ્થને બધી મનવાર બતાવો. તેથી તે અમલદારે પેલા અમેરિકન ગૃહસ્થને બધી મનવાર બતાવી, પણ તેમાં તેને ક્યાંય રાજકુમાર ઓળખાયા નહિ. એ વખતે આગબોટમાં કોલસા ભરવાનું કામ ચાલતું હતું તેથી તે અમેરિકન ગૃહસ્થે મનવારના મુખ્ય અમલદારને કહ્યું કે આ મનવારમાં રાજકુમાર કામ કરે છે ને ? તે ક્યાં છે ? મ્હેં તો એમને ક્યાંય જોયા નહિ માટે મને લાગે છે કે જ્યારે કોલસા ભરવાનું ગંદુ કામ ચાલતું હશે ત્યારે રાજવંશી અમલદારને કૅબીનમાં રાખી મૂકતા હશો અને જ્યારે બધું સાફસુફ થઈ રહે ત્યારે તેઓને છોડતા હશો, એમજ કે નહિ ? એ સાંભળીને મનવારના અમલદારે કહ્યું કે કાબરચિત્રા વેષવાળા જે જુવાન અમલદાર તમને આગબોટ બતાવવા આવ્યા હતા અને હમણાં તમારી પાસે ઉભેલા છે તેજ રાજકુમાર છે. એ સાંભળીને અમેરિકન ગૃહસ્થ અજબ થયો અને એવું બોલવા માટે શરમાઈ ગયો.

આ ઉપરથી સમજી શકાય છે કે નામદાર શહેનશાહ પોતાની ફરજ બજાવવામાં કેટલા બધા ચોક્કસ હતા, કેટલા બધા સાદા હતા અને કામદારવર્ગના લોકોની સાથે પણ કેટલા હળીમળી જતા હતા તથા તેઓની સાથે કેટલા બધા એકરસ થઈ જતા હતા તે આમાંથી શીખવાનું છે. આપણને કાંઈ પણ મ્હોટી સત્તા ન હોય, કાંઇ પણ મ્હોટો અધિકાર ન હોય, ખરેખરી વિદ્યા કે પૂરેપૂરી લક્ષ્મી ન હોય, છતાં પણ આપણા મનમાં કેટલું બધું અભિમાન આવી જાય છે, કેટલી બધી બડાઈ આવી જાય છે, અને બીજાઓથી આપણે શ્રેષ્ઠ છીએ એમ માની લેવાની તથા બીજાઓ પાસે એમ મનાવવાની કેટલી બધી ઇચ્છા થઈ જાય છે, એનો જ્યારે વિચાર કરીએ અને તેની સાથે વિલાયતના રાજકુમારના ઉપલા સદ્‌ગુણોની સરખામણી કરીએ, ત્યારે આપણને તેઓને માટે માન ઉત્પન્ન થયા વિના રહે નહિ, એટલુંજ નહિ પણ આવે વખતે માત્ર બહારની વફાદારીને ખાતરજ નહિ, પણ કુદરતી રીતેજ આપણા અંતઃકરણમાં એમ લાગી જાય છે કે આવા રૂડા શહેનશાહ, આવા સદ્‌ગુણી શહેનશાહ, આવા કર્તવ્ય-પરાયણ શહેનશાહ, આવા બહાદુર શહેનશાહ અને આવા પરમાર્થ વૃત્તિના શહેનશાહ આપણને મળેલા છે, એ માટે આપણે પરમકૃપાળુ પરમાત્માનો પ્રેમપૂર્વક ઉપકાર માનવો જોઇએ. ઉપકાર માનવો જોઇએ એટલુંજ નહિ, પણ જેઓ નામદાર શહેનશાહના ગુણોની કદર પીછાને છે તેઓથી તો સ્વાભાવિક રીતેજ ઇશ્વરનો ઉપકાર મનાઈ જવાય છે.

નામદાર શહેનશાહની કર્તવ્યપરાયણતાના જેમ જેમ વધારે દાખલાઓ આપણે જાણીએ તેમ તેમ તેઓને માટે આપણને વધારે વધારે માન ઉત્પન્ન થાય છે, માટે હજી પણ એવા થોડા દાખલા સાંભળવાની મહેરબાની કરો.

ઇસ્વી સન ૧૮૮૯ માં બોટોની કવાયત વખતે દરિયો બહુ તોફાની હોવાથી એક ટોરપીડો બોટ જોખમાઈ ગઈ તેથી તેને કિનારે લાવવાની જરૂર હતી. એ કામ બહુ મુશ્કેલી ભરેલું અને જોખમ ભરેલું હતું. કારણ કે ટોરપીડો બોટની બાંધણી બહુજ નાજુક પ્રકારની હોય છે અને તેમાં વળી દરિયામાં બહુજ મ્હોટું તોફાન હતું. એ તોફાનમાં આખી રાત જ્યોર્જ કુમારને રહેવું પડયું હતું અને વળી તેઓને દરિયો લાગતો હતો છતાં પણ એ બધાંની દરકાર કર્યાં વિના તેઓ નામદાર એ જોખમાયેલી ટોરપીડો બોટને દોરડું બાંધી સહીસલામત બંદરમાં ખેંચી લાવ્યા હતા.

આ કામ કરવાની અને આવું જોખમ ખેડવાની જો તેમને ઇચ્છા ન હોત તો એ માટે કોઈ તેમની ઉપર ફરજ નાખી શકે તેમ નહોતું. તેમજ એ એમની ડયુટીનું કામ નહોતું પણ પોતાની લાગણીને ખાતર અને પોતાની બહાદૂરીને ખાતર એ કામ તેઓએ માથે લીધું હતું. આપણા દેશના શ્રીમંતોને તથા અધિકારીઓને કે રાજવંશીઓને જ્યારે કાંઈ સ્હેલાં સ્હેલાં માનભર્યાં કામો કરવાની તક મળે છે ત્યારે પણ તેઓ મ્હોડાં બગાડે છે અને એવાં કામો કરવાની પણ તેઓને ફૂરસદ મળતી નથી અને નામદાર શહેનશાહ ખાસ ચાહીને બહાદૂરીનાં અને જોખમનાં કામો પોતાને માથે લે છે. માટે જો નામદાર શહેનશાહના જીવનમાંથી આપણા દેશના મ્હોટા લોકો માત્ર એટલુંજ શીખે કે આપણે જરાક વધારે હિંમત રાખવી જોઇએ, જરાક વધારે બહાદૂર થવું જોઇએ; જરાક વધારે લાગણીથી કામ કરતાં શીખવું જોઈએ અને પોતાની ફરજો બજાવવા માટે કાંઇકિ વધારે ઉંચો ખ્યાલ રાખતાં શીખવું જોઇએ. જો એટલું થાય તો આપણે નામદાર શહેનશાહના જીવનમાંથી ઘણો લાભ મેળવ્યો છે, એમ કહી શકાય.

કામ કરવા માટે અને ફરજ બજાવવા માટે નામદાર શહેનશાહને એટલી બધી તીવ્ર લાગણી છે કે એ સંબંધી તેમના જીવનમાંથી જેટલાં જોઇએ એટલાં દૃષ્ટાંતો મળી શકે એમ છે. જ્યારે તે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સના દરજ્જાપર હતા ત્યારે ૧૯૦૮ ની સાલમાં દરિયાપર જનાર કાફલાના નૌકાસેનાધિપતિ તરીકે કેનેડામાં જનાર કાફલાપર તેઓ હતા એ વખતે કેનેડાથી પાછા ફરતાં તેમની આગબોટ ઇન્ડોમીટેબલે ઘણીજ ઝડપથી મુસાફરી કરી હતી. આટ્‌લાંટિક મહાસાગરમાં એટલી ઝડપે એટલું છેટું બીજી કોઈ પણ આગબોટે કાપ્યું નહોતું. તેથી પોતાની આગબોટ માટે તેઓને એટલી બધી આતુરતા હતી કે આગવાળાનું કામ કરવાનો વારો પોતે પણ ભરતા હતા, અને કહેતા હતા કે જ્યારે બાળપણમાં હું વહાણોમાં કામ કરતો હતો ત્યારે કોલસા ભરવાની નોકરી બજાવવી પડતી હતી, તેવુંજ કામ ફરીથી આ વખતે કરતાં મને બહુ આનંદ થાય છે. જે પાવડાવડે કોલસા નાખવાનું કામ તે નામદારે કર્યું હતું તે એ આગબોટ ઉપર માનની નિશાની તરિકે હજી સુધી રાખી મૂકેલો છે.

આ વખતે તેઓ આગબોટમાં સૌથી ઉપરી હતા, એટલે કોલસા નાખવાનું કામ કરવાની કાંઇ તેઓની ઉપર ફરજ નહોતી, પણ પોતાની આગબોટ જલદીમાં જલદી કેમ ચાલે, અને આગબોટની અંદરના માણસોમાં કામ કરવાનો ઉત્સાહ કેમ આવે, તેને ખાતરજ પોતે આ કામ કર્યું હતું. જેને પોતાના કામ માટે એટલી બધી લાગણી હોય અને જેના સરદાર પોતે ગરીબ માણસો સાથે આટલા બધા મળી જઈને કામ કરતા હોય તે ખાતામાં કેટલી બધી જાગૃતિ હોય અને તેઓનું કામ કેવું સારી રીતે થતું હોય તે વિચારવું કાંઇ મુસ્કેલ નથી.

આ દાખલા ઉપરથી જો આપણે એવી શીખામણ લઈ શકીએ કે જેના શેઠ સારા હોય, જેના માલિક કામ કરનારા હોય, જેના

અધિકારી ચેતનવાળા હોય, તેના માણુસો પણ જાગૃતિવાળા હોય છે. એ સિદ્ધાંત જો બરોબર રીતે સમજી લેવાય તો તેમાંથી ઘણો લાભ થઇ શકે તેમ છે, કારણ કે આપણા દેશના શ્રીમંતો અને બીજા મ્હોટા લોકો કામ કરવાની બાબતમાં, પોતાની ફરજો બજાવવાની બાબતમાં બહુજ બેદરકાર હોય છે, એટલે તેઓના નોકરો પણ ઢીલાપોચા, અડબંગ, કામચલાઉ અને હોતી હૈ, ચલતી હૈ, કરે તેવા હોય છે. માટે જો નોકરો પાસેથી સારામાં સારી રીતે કામ લેવું હોય તો માલિકોએ પોતે કામ કરતાં શીખવું જોઇએ. કારણ કે મ્હોટા માણુસોની રહેણીકરણીની અસર ગરીબ વર્ગના લોકો ઉપર તુરતજ થાય છે અને તેમાં પણ જે બહુ મોટા દરજ્જાના લોકો હોય તેઓની વર્તણુકની સામાન્ય લોકો ઉપર જાદુના જેવી અસર થાય છે. માટે મ્હોટા દરજ્જાના લોકોએ જેમ બને તેમ પોતાની ફરજો બજાવવામાં કુશળતા રાખવી જોઇએ. સામાન્ય લોકોને સુધારવાનો એજ મુખ્ય ઉપાય છે.

નામદાર શહેનશાહની બહાદૂરી માટે હજી પણ કેટલીક જાણુવા લાયક વાતો છે અને એ બધી વાતો તેના ખરા રૂપમાં જાણુવાથી આપણામાં નવું બળ આવે છે, નવો ઉત્સાહ આવે છે, અને રાજા પ્રજાનો સંબંધ બહુ માન ભરેલો થઇ શકે છે માટે શહેનશાહના ગુણોનું વર્ણન કરતાં મને બહુ આનંદ થાય છે; તેથી હમણાંજ બનેલી એક તાજી વાત સાંભળવાની મહેરબાની કરો.

૧૯૧૨ ના જુલાઇ મહિનામાં ડીનાબી નામની કોલસાની ખાણુમાં ભયંકર ધડાકા થયા હતા અને તેમાં ૭૪ માણુસો દટાઇ ગયાં હતાં. એ વખતે તે ખાણુની પાસે આવેલી એલસીકાર નામની બીજી ખાણુમાં નામદાર શહેનશાહ ઉતર્યા હતા, તે ખાણુમાં તેઓ ૪૦ મિનિટ સુધી રહ્યા હતા, અર્ધો માઇલ સુધી અંદરના ભાગમાં ફર્યા હતા, અને

ખાણના જે ભાગમાં બીજા જોનારાઓ ઘણું કરીને જોવા જાય નહિ તેવા ભાગમાં પણ તેઓ ગયા હતા એટલુંજ નહિ પણ ખાણ ખોદનાર એક મજુર પાસેથી કોદાળી લઇને તે નામદાર પોતે કોલસો ખોદવા મંડી પડયા હતા. એ વખતે તેઓ ખાણની અંદર એક હજાર ફુટ ઉંડા ઉતર્યા હતા.

હવે વિચાર કરો કે જો કોઈ બ્હીકણ માણસ હોય, તો જે વખતે પાસેની ખાણમાં ભયંકર અકસ્માત થયો હોય અને ૭૪ માણસો મરી ગયાં હોય તે વખતે તેની બાજુની ખાણમાં ઉતરવાની હિંમત કરે ખરા કે? અને આપણા દેશના કોઇ રાજાઓ કે મ્હોટા માણસો હોય તો તેઓ મજુર પાસેથી કોદાળી લઇને કોલસા ખોદવાનું કામ કરે ખરા કે? નહિંજ. કારણ કે તેઓને પોતાના દરજ્જાનું અભિમાન હોય છે, તેઓને પોતાની મ્હોટાઈ માટે ખોટા ખ્યાલો હોય છે, અને આવી જાતનાં કામોને તેઓ હલકું ગણે છે; એટલે એવાં કામો કરવા તેઓ તૈયાર થાય નહિ પણ આપણા નામદાર શહેનશાહ એવા ઉદાર દિલના છે, એવા વિશાળ હૃદયના છે, અને દરેક ધંધા માટે તથા દરેક લોકો માટે એટલો બધો સારો અભિપ્રાય ધરાવનારા છે કે જેથી કરીને તેમને આવાં કામો કરતાં પણ છીટ લાગતી નથી. એ તેમના હૃદયની ઉત્તમતા જોવા લાયક અને અનુકરણ કરવા લાયક છે, અને જો તેનું અનુકરણ થાય તો એથી આપણને તથા આપણા દેશને બહુ ફાયદો થઇ શકે તેમ છે. માટે નામદાર શહેનશાહના આવા આવા સદ્દગુણોનું અનુકરણ કરવાની આપણે ખાસ કાળજી રાખવી જોઇએ. ઉત્તમતા મેળવવાનો એ એક સાચો ઉપાય છે.

જે વખતે ખાણોની અંદર નામદાર શહેનશાહે કોલસા ખોદવાનું જાણવાલાયક કામ કર્યું તેની પહેલાં થોડો વખત તે નામદાર સાઉધેમપટન બંદરે અંગ્રેજી લડાયક કાફલાની કુવાયત જોવા ગયા હતા. એ

વખતે દરિયામાં ડૂબકી મારનારી ટોરપીડો નામની બોટમાં બેસી સમુદ્રની અંદર છ માઇલની મુસાફરી કરી હતી અને એ બોટ સમુદ્રની અંદર ડૂબી ગયા પછી કેવી રીતે ચાલે છે, તેમાં રહેનાર ખલાસીઓને એ વખતે કેવી અસર થાય છે, અને તે બીજી બોટોનો કેવી રીતે નાશ કરે છે, એ બધી હકીકતનો જાતે અનુભવ લેવા સારૂ તે નામદારે એ જોખમ ખેડયું હતું અને ડૂબકી મારનારી બોટની અંદર બેસી છ માઇલ સુધી સમુદ્રના પાણીની અંદર મુસાફરી કરી હતી. આવું જોખમ ખેડવા શહેનશાહ જેવા મહાન્ દરજ્જાના બાદશાહ તૈયાર થાય એ દાખલો ઇતિહાસમાં નવોજ છે અને તે નામદાર શહેનશાહને માટે ખાસ માન ઉત્પન કરે છે.

જે માણસોની જીંદગી કાંઈ બહુ ઉપયોગી હોતી નથી, જે માણસો જીંદગીની કિંમત સમજતા નથી, અને જે માણસો કોઈ પણ જાતનાં ઉત્તમ કામો કરવાની દરકાર રાખતા નથી અને તેમ છતાં પોતાની નમાલી જીંદગીને ટકાવી રાખવા માટે ફોકટનું બ્હીકણપણું રાખ્યા કરે છે અને વાત વાતમાં ડર્યા કરે છે, પાણીમાં ઉતરતાં ડર્યા કરે છે, આગબોટમાં બેસતાં ડર્યા કરે છે, અને ઉંદર તથા દેડકાંથી પણ ડર્યા કરે છે, તેવા માણસોએ નામદાર શહેનશાહની જીંદગીમાંથી બહાદૂરી શીખવી જોઇએ અને આપણી જીંદગીના કરતાં નામદાર શહેનશાહની જીંદગી ઘણીજ કિમતી છે, છતાં પણ તે નામદાર ઉચ્ચ હેતુઓને ખાતર આવાં ભયંકર જોખમો ખેડે છે, ત્યારે આપણે આપણી જીંદગી સુધારવાને ખાતર કાંઈ થોડાં ઘણાં ન્હાનાં ન્હાનાં જોખમો ખેડીએ તો એમાં શું મ્હોટી વાત છે, એમ સમજીને આપણી હિંમત વધે અને બહાદૂરી વધે તેમ કરવું જોઈએ. કારણ કે આગળ વધવા માટે, દુનિયામાં ફતેહ મેળવવા માટે અને પ્રભુના વહાલા થવા માટે સાચી બહાદૂરી અને ખરી હિંમતની જરૂર છે. અને એ

એ ગુણોની આપણા લોકોમાં હાલના વખતમાં બહુજ ખામી છે, માટે નામદાર શહેનશાહના જીવનમાંથી એ બે મુખ્ય સદ્દગુણો મેળવવાની આપણે ખાસ કાળજી રાખવી જોઈએ. કારણકે જ્યારે એ બે મહાન ગુણો આપણામાં ખીલશે ત્યારેજ આપણે શહેનશાહતની ખરી સેવા કરી શકીશું. અને ત્યારેજ આપણામાં ખરી વફાદારી આવી શકશે માટે આપણી શહેનશાહતને મદદ કરવા સારૂ આપણા લોકોમાં હિંમત તથા બહાદૂરી વધે એવા ઉપાયો આપણે કરવા જોઈએ. અને ખાસ કરીને ઉછરતાં બાળકોમાં એ જાતના સદ્દગુણોનાં બીજો રોપવાં જોઇએ. જો એમ કરી શકીએ તો આપણે આપણા નામદાર શહેનશાહના જીવનમાંથી ઘણો લાભ મેળવ્યો છે એમ કહી શકાય.

## (૧૬) ગુન્હેગારો સાથે કેવી રીતે વર્તવું જોઇએ?

નામદાર શહેનશાહ જ્યારે રાજકુમાર હતા અને વહાણ ઉપર નોકરી કરતા હતા ત્યારે બીજા વહાણ ઉપર નોકરી કરતા એક ખલાસીને કાંઈ ગુન્હા માટે કેદમાં નાખ્યો હતો અને તે કેદીને લઈ જવાનું કામ રાજકુમારને સોંપેલુ હતું. એ ખલાસી કેદીનું નામ તોફાની તરીકે મશહૂર હતુ અને ખરાબ વર્ત્તણુક ચલાવવા માટે તે જાણીતો હતો. એ પછી જ્યારે તેની કેદની મુદત પૂરી થઈ અને તેને તેના વહાણ ઉપર જવાનો વખત આવ્યો ત્યારે ભલા જ્યોર્જે રાજકુમારે તે કેદીની બદલી પોતાની બોટ ઉપર કરાવી અને તે ખલાસીને કહ્યું કે તને તારા આગલા ખરાબ કામોની માફી આપવામાં આવી છે. હું ત્હારી પાસે કાંઈ પણ કબુલાત માગતો નથી પણ મને એમ લાગે છે કે તારા અંતઃકરણની લાગણી સારી છે માટે હું તારી ઉપર વિશ્વાસ રાખું છું. તારૂં ભવિષ્ય સુધારવું એ તારા પોતાના હાથમાં છે. તને ઘણો વખત થયાં રજા મળી નથી માટે બીજા રજા લઇને જનાર માણસોની સાથે તું પણ કિનારા ઉપર જા. તારા ગુન્હા માટે

તારો પગાર બંધ છે, એટલે તારી પાસે પૈસા નથી માટે હું તને આ મહોર આપું છું. મારી ખાતરી છે કે એનો તું ખોટો ઉપયોગ કરીશ નહિ. સારૂં શું છે અને નઠારૂં શું છે એ જેમ હું સમજું છું તેમજ તું પણ સમજે છે માટે હવે વિચારીને ચાલજે. જા, પ્રભુ તને ખરાબ રસ્તે જતો બચાવે અને સારે માર્ગે ચ્હડાવે.

રાજકુમારનાં આ વચનોથી તે ખલાસીના મન ઉપર બહુ સારી અસર થઈ. અને તે દિવસથી એ માણસે પોતાની તોફાની રીતભાત છોડી દીધી. એટલુંજ નહિ પણ પોતાની ચાલાકી–હુશિયારી અને કામ કરવાની કાળજીથી આગળ જતાં તે અમલદાર થયો.

ગુન્હેગારોની તરફ આપણે બહુ સખ્તાઇથી વર્તીએ છીએ તેથી ગુન્હેગારોમાં કઠોરતા આવતી જાય છે. અને વધારે ગુન્હા કરવાની લાગણી ઉશ્કેરાતી જાય છે. પણ નામદાર શહેનશાહની પેઠે આપણે પણ જો એવો વિચાર કરીયે કે, ગુન્હેગારોમાં પણ અંતઃકરણ હોય છે, ગુન્હેગારોમાં પણ હુશિઆરી હોય છે, ગુન્હેગારોમાં પણ પોતાની ફરજ સમજવાનું જ્ઞાન હોય છે અને સંજોગો બદલાઇ જાય તથા તેઓની સાથે પ્રેમ ભરેલી વર્તણુક રાખવામાં આવે તો ગુન્હે-ગારો પણ બહુજ સહેલાઇથી સુધરી શકે છે માટે મનુષ્ય જાતની સાથે આપણે બહુ ઉદારતાથી અને બહુ સ્નેહથી વર્તવું જોઇએ. કાંઇક કારણને લીધે, માઠા સંજોગોને લીધે, બુરી ટેવોને લીધે, અને અજ્ઞાન-પણાને લીધે માણસોથી ભૂલો થઇ જાય એ બનવા જોગ છે. એ માટે આપણા લોકોમાં કહેવત છે કે 'માણસ માત્ર ભૂલને પાત્ર છે' ભૂલ વિનાનો તો માત્ર એક પરમાત્મા છે. એટલુંજ નહિ. પણ બીજી એવી પણ કહેવત છે કે 'ન ભૂલે તે ભગવંત, ભૂલીને પછી પાછળથી બચી જાય તે સંત, ભૂલમાં પડયો રહે તે માણસ અને વધારે વધારે ભૂલો

કરે તે રાક્ષસ કહેવાય છે'. મતલબ કે માણુસોથી ભૂલ થઈ જાય એમાં કાંઇ નવાઇ નથી. એ તો મનુષ્ય સ્વભાવની નબળાઇને લીધે બનવા જોગ છે. માટે નાની ભૂલોને મોટી મોટી સમજ્યા કરવાની અને તેને ખોટું ખોટું રૂપ આપવાની બીજી ભયંકર ભૂલ ન કરવી જોઇએ. પણ ભૂલ કરનાર મનુષ્યમાં પણ આત્મા છે, ભૂલ કરનાર મનુષ્યમાં પણ પરમાત્માનો અંશ છે, ભૂલ કરનાર મનુષ્યમાં પણ અંતઃકરણ છે અને ભૂલ કરનાર માણસો પણ સુધરી શકે તેમ છે. એમ સમજીને નામદાર શહેનશાહની પેઠે આપણે પણ તેઓની સાથે ઉદારતાથી ને સ્નેહથી વર્તવું જોઇએ. જો આટલી વાત ધ્યાનમાં રહે અને તે પ્રમાણે વર્તાય તોપણ આપણે નામદાર શહેનશાહના જીવનમાંથી ઘણુંએ જ્ઞાન મેળવ્યું એમ કહી શકાય.

નામદાર શહેનશાહમાં માણસોને ઓળખી લેવાની કેટલી બધી શક્તિ છે તે પણ ઉપરના દાખલાથી સમજી શકાય છે. તેઓ નામદારે જોઈ લીધું કે ગુન્હો કરનાર ખલાસી પાણીદાર માણસ છે, કામ કરી શકે તેવો છે, આગળ વધી શકે તેવો છે અને જો તેને સીધે રસ્તે દોરનાર કોઈ આગેવાન હોય તો તે ઝડપથી સીધે રસ્તે ચાલી શકે તેવો છે. સારૂં નરસું સમજી શકે તેવો છે અને પોતાનું વચન પાળી શકે તથા ચેતી જાય તેવો છે. એમ સમજીને તેમણે એક ખલાસી ઉપર દયા દેખાડી હતી. આવી રીતે આપણા સંબંધમાં પણ એવા કેટલાક માણસો આવે છે પણ આપણે તેઓની કિંમત સમજી શકતા નથી એટલે તેમની કદર કરી શકતા નથી. તેથી બીજા હલકા માણુસની હારમાં તેઓને પણ ગણી કાઢીએ છીએ. તેથી એમ કરવાથી આપણે સામા માણસને ગેરઇન્સાફ કરીએ છીએ અને જેટલે દરજ્જે બીજા માણસને ગેરઇન્સાફ કરીએ છીએ તેટલે દરજ્જે આપણે આપણા આત્મા ઉપર ઘાતકીપણું ગુજારીએ છીએ. અને આવી ભયં-

કર ખરાબી માણસોને ન ઓળખવામાંથી થાય છે. માટે આપણે માણસોને ઓળખતાં શીખવું જોઈએ. અને એ શિખવું તેમાં પણ કાંઇ ખાસ મુસ્કેલી નથી. જેમ બીજી ઘણી જાતની વિદ્યાઓ અભ્યાસથી આવડી જાય છે તેમજ માણસોને ઓળખી લેવાની કળા પણ અભ્યાસથી તથા જનસ્વભાવ સમજવાથી આવડી જાય છે માટે એ જાતની કળા શીખવી જોઇએ. અને તેમાં પણ જે માણસો મોટા દરજ્જાના હોય, જે અધિકારીઓ હોય, જે શ્રીમંતો હોય અને જેને ઘેર ઘણા નોકર ચાકરો હોય તથા જેને ઘણા માણસોના સંબંધમાં આવવું પડતું હોય તેવા માણસોએ તો માણસોને ઓળખી લેવાની વિદ્યા જરૂર જાણવી જોઇએ.

કોઇ પણ મહાન માણસોના જીવનચરિત્રો વાંચીને જ્યારે તેમાંથી આવા આવા મુદ્દાઓ સમજીએ અને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરીએ ત્યારેજ જીવન ચરિત્ર વાંચ્યાની સાર્થકતા થાય છે. માટે એવાં પુસ્તકો, પોપટ રામરામ બોલે છે, પણ તેનો અર્થ કે હેતુ સમજતા નથી; તેની પેઠે વાંચી જવાં નહિ, પણ તેમાંથી આવા આવા મુદ્દાઓ તારવી કાઢીને તે પ્રમાણે વર્તવાની કોશીશ કરવી જોઇએ; ત્યારેજ વાંચનની ખરી સાર્થકતા થાય છે.

## ૧૭. ગરીબો તથા દુઃખીઓ તરફ કેવી લાગણી રાખવી જોઇએ?

આપણા નામદાર શહેનશાહ ગરીબોની તરફ તથા દુઃખીઓની તરફ બહુજ દિલસોજી ધરાવનારા છે. તેઓ સાહેબ જ્યારે પાટવી કુમાર હતા ત્યારે કોઇ પણ જાતની ખબર આપ્યા વિના ઓચીંતા ઓચીંતા ઇસ્પીતાલમાં ચાલ્યા જતા અને દરદીઓના રૂમમાં ફરતા. એ વખતે દુઃખી થતા દરદીઓની વાત સાંભળતાં સાંભળતાં તેઓની આંખમાંથી આંસુ પડતાં હતાં. એ વખતે એવા દુઃખી દરદીઓને તેઓ

નરમાશ ભરેલી વાણીથી અને મીઠાં વચનોથી ધીરજ આપતા. અને તેઓના દુ:ખમાં તેઓને દિલાસો મળે એવા ઉપાયો કરતા. અને જ્યારે કોઈને પણ તેઓ સારી રીતે દિલાસો આપી શકતા ત્યારે એ જોઈને તેમના અંત:કરણમાં બહુ આનંદ થતો હતો.

હમણાંજ થોડા વખત ઉપર—જુલાઇ મહિનામાં જ્યારે કોલસાની ખાણમાં અકસ્માત થયો હતો અને ઘણા માણસો મરી ગયા હતા ત્યારે વાવટો અરધી કાઠી ઉપર રાખ્યો હતો. અને પોતાની તરફનો શોક બતાવ્યો હતો તથા મરનારના કુટુંબો તરફ દિલસોજીની લાગણી બતાવી હતી.

મે મહિનામાં જ્યારે વિલાયતમાં કોલસાની ખાણોમાં કામ કરનાર મજુરોએ હડતાલ પાડી હતી ત્યારે તથા લંડનની ગોદીમાં કામ કરનારા કામદારોઓએ હડતાલ પાડી હતી ત્યારે નામદાર શહેનશાહે ગરીબ કામદાર વર્ગના લોકો તરફ પોતાની લાગણી બતાવવા માટે પોતાની મોજશોખના જે જે પ્રોગ્રામો હતા તે બધા પ્રોગ્રામો બંધ રાખ્યા હતા. અને પોતાની રૈયતના ગરીબ માણસો દુ:ખી હોય ત્યાં સુધી પોતે મોજમઝા ભોગવવી નહિ એવો દાખલો બેસાડયો હતો.

નામદાર શહેનશાહ જેવા મોટા દરજ્જાના મહારાજાધિરાજ ગરીબ લોકો માટે આટલી બધી લાગણી રાખે એ બહુજ ખુબીની વાત છે. અને એ બહુજ ખુશીની વાત છે. કારણ કે નામદાર શહેનશાહના એ દાખલાની અસર આખી દુનિયાના મોટા લોકો ઉપર થઇ શકે તેમ છે. એટલે લાખો ને કરોડો રૂપીઆ આપ્યાથી પણ ગરીબ લોકોનું જેટલું ભલું ન થઇ શકે તેટલું ભલું નામદાર શહેનશાહની આવી ભલી લાગણીથી થઇ શકે છે, કારણ કે જનસ્વભાવ એવો હોય છે કે **મહાજનોને** પગલે પગલે તેઓ ચાલે છે એટલે ગરીબ માણસોના બોલવાની જેટલી અસર થાય તે કરતાં એની એ વાત જ્યારે મોટા

માણસોને મ્હોડેથી લોકો સાંભળે ત્યારે તેઓને બહુ વિશેષ અસર થાય છે. અને તેમાં પણ મોટા માણસો તરફથી જ્યારે બોલ્યા પ્રમાણે પાળવાના દાખલાઓ જોવામાં આવે ત્યારે તો તેની ચમત્કારક અસર થાય છે. આવો જનસ્વભાવ હોવાથી મને એમ લાગે છે કે બીજી કોઇ પણ રીતે ગરીબોને જેટલી મદદ કરી શકાય તે કરતાં આવા લાગણી ભરેલા દાખલાથી નામદાર શહેનશાહે લોકોનું ઘણુંજ ભલું કરેલું છે એમાં કાંઈ પણ શક નથી. એ માટે નામદાર શહેનશાહનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાંજ છે. અને તે નામદારનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડોજ છે; કારણ કે તેઓના દાખલાથી આખી દુનિયાના લાખો મોટા માણસો ઉપર તેની ભલી અસર થશે એ વાત કાંઈ નાની સુની નથી. આવી ઝીણી ઝીણી ને મોટી મોટી વાતો જ્યારે તેના ખરા રૂપમાં જાણીએ ત્યારે આપણને આપણા માનવંતા પ્રતાપી શહેનશાહ ઉપર કુદરતી પ્રેમ આવે છે. એથી આપણી રાજભક્તિ અને વફાદારી વધે છે માટે નામદાર શહેનશાહના જીવનમાંથી આવા અગત્યના બનાવો આપણે જાણવા જોઇએ. અને લોકો ઉપર તેની ઉંડી છાપ પડે તથા લોકોને ફાયદો થાય તે સારૂ એ બનાવો બહુ સારા રૂપમાં ને સાદી ભાષામાં સૌ ભાઇ–બ્હેનોને સમજાવવા જોઇએ. એમ કરવાથી લોકોની સેવા થાય છે, અને રાજ્યની પણ સેવા થાય છે. માટે આ બધી બાબતો જરા વિસ્તારપૂર્વક અમે કહીએ છીએ.

દુઃખી માણસો ઉપર અને ગરીબ માણસો ઉપર પ્રેમ રાખવો એ બહુ મોટી વાત છે અને ઘણીજ રૂડી વાત છે. કારણ કે એવા માણસોને ખરે વખતે મદદ કરવાથી તેઓના અંતઃકરણના આશીર્વાદ મળે છે. અને આશીર્વાદ એ એવી અલૌકિક વસ્તુ છે કે જેની સરખામણી જગતની બીજી કોઈ પણ વસ્તુ સાથે થઈ શકતી નથી.

કારણ કે ગરીબોના અંતઃકરણના આશીર્વાદ પાણીમાં ડૂબી શકતા નથી, વાયુથી ઉડી શકતા નથી, અગ્નિથી બળી જતા નથી અને હથીયારથી કપાઇ જતા નથી. આવા ઉત્તમ આશીર્વાદો મળી શકે છે. અને એવા જોરાવર આશીર્વાદોથી અનેક પ્રકારનું ભલું થઈ શકે છે. એટલુંજ નહિ પણ, જે કામ બીજી કોઈ પણ રીતે થઈ શકે તેમ ન હોય તેવાં કામો પણ ગરીબોના આશીર્વાદથી થઇ શકે છે, અને જે ઠેકાણે બીજી કોઇ પણ જાતની મદદ પહોંચી શકે તેમ ન હોય ત્યાં પણ ગરીબોના આશીર્વાદ પહોંચી જાય છે. આવું આશીર્વાદમાં બળ છે અને તેમ છતાં આવા અજબ શક્તિવાળા આશીર્વાદો બહુજ સહેલાઇથી મળી શકે છે.

ગરીબો ઉપર માત્ર જરાક વધારે પ્રેમ રાખીએ, જરાક વધારે સમાન-ભાવ રાખીએ, જરાક વધારે ઉદારતાથી તેઓની સાથે વર્તીએ, તેઓને જરાક વધારે માન આપીએ અને ગરીબાઇને લીધે તથા દુઃખને લીધે મન નબળું પડી જવાથી તેઓથી જે જે નાની નાની ભૂલો થઈ જતી હોય તે માફ કરીએ, તો બહુજ સહેલાઇથી આશીર્વાદો મેળવી શકાય છે. અને તેમ છતાં પણ આપણે એવી બાબતોમાં એટલા બધા બેદરકાર છીએ અને એટલા બધા બુઠ્ઠી લાગણીવાળા છીએ કે આવી મહાન કિંમતી અને તેમ છતાં બહુજ સહેલાઇથી મળતી અલૌકિક વસ્તુનો પણ લાભ લઇ શકતા નથી. નામદાર શહેનશાહ જેવા મહાન દરજ્જાના મહારાજાધિરાજ કે જેઓને મોટા લોકોની સાથેજ રહેવાના પ્રસંગો હોય, જેને અનેક જાતનાં મોટાં મોટાં કામોમાં ભાગ લેવાના હોય, જેને અનેક ચીજોમાં પોતાના મગજને રોકવું પડતું હોય, અતે જેને થોડીક મીનીટોની પણ ફૂરસદ ન મળી શકતી હોય, એટલી ફૂરસદ મેળવતાં પણ જેને મુસ્કેલી પડતી હોય, તેવા નામદાર શહેનશાહ ગરીબોને માટે કેટલી બધી કાળજી રાખે તેમનાં દુઃખો નજરે જુએ અને તેમના દુઃખમાં પોતે ભાગ લે

એ કેટલી બધી મોટી વાત છે? અને એના પ્રમાણમાં આપણે કેટલા બધા પાછળ છીએ? તેનો વિચાર કરવો જોઇએ. કારણ કે આપણને તો ગરીબ લોકોની વચ્ચે રહેવાનું હોય છે. આપણને ફૂરસદ હોય છે, આપણી ઉપર પણ ઘણી જાતનાં દુઃખો આવે છે એટલે ગરીઓનાં દુઃખો આપણે બહુ સહેલાઇથી સમજી શકીએ છીએ અને આપણી આસપાસજ ઘણા ગરીબો હોય છે એટલે જો ધારીએ તો આપણી મદદ તેઓને બહુ જલદીથી પહોંચાડી શકીએ તેમ છીએ. છતાં પણ બહુજ દીલગીરીની વાત છે કે ગરીબોની તરફ સ્નેહ દેખાડવાની બાબતમાં આપણે બહુજ પછાત રહીએ છીએ. એમ ન થાય માટે નામદાર શહેનશાહના જીવનમાંથી ગરીબો ઉપર તથા દુઃખીઓની ઉપર પ્રેમ રાખવાનો ગુણ આપણે શીખવો જોઇએ અને એ ગુણ વ્યવહારમાં ઉપયોગી થાય એવી રીતે તેને કેળવવો જોઇએ.

નામદાર શહેનશાહ ગરીબોની તરફ કદાચ બેદરકાર રહે તો-પણ તેઓને એ પાલવી શકે તેમ છે. કારણકે તેઓને ગરીબોની બહુ થોડી પરવા હોય છે અને ગરીબોના પ્રસંગોમાં આવવાના બનાવો પણ તેમને તો ક્યારેજ બને છે. વળી પોતાની મોટાઇમાં, મોજશોખમાં, તથા કામકાજમાં તેઓ એટલા બધા રોકાઇ ગએલા હોય છે કે ગરીબો તરફ તેઓનું વધારે ધ્યાન ન રહે, એ બનવા જોગ છે. આપણે ઘણાએ રાજાઓ માટે ઈતિહાસમાંથી એવી વાતો જાણીએ છીએ કે તેઓ ગરીબો તરફ બેદરકાર હતા. એને બદલે આપણા નામદાર શહેનશાહ ગરીબોની તરફ અતિશય દિલસોજી ધરાવનારા છે. એ માટે તેઓ નામદારનો તથા સર્વશક્તિમાન મહાન ઇશ્વરનો આપણે ઉપકાર માનવો ઘટે છે. અને આ પ્રસંગે જે મુદ્દાની વાત કહેવાની છે તે એ કે મોટા લોકો ઘણી જાતનાં કારણોને લીધે ગરીબોની તરફ કદાચ બેદરકાર રહે તો તે બનવા જોગ છે, કારણકે

અધિકાર આંધળો છે. અમલનો કેફ ભાન ભૂલાવનારો છે. લક્ષ્મીના મોહમાંથી બચવું એ બહુ મુશ્કેલ છે અને વૈભવો તથા મોજશોખની જાળમાંથી છૂટવું એ બહુ મુશ્કેલ છે. એટલે મોટા લોકો ગરીબોની તરફ બેદરકારી રાખે એ બનવા જોગ છે. પણ આપણા જેવા ગરીબ માણસોથી તથા સામાન્ય સ્થિતિના માણસોથી તો ગરીબોની તરફ બેદરકારી રખાયજ નહિ. કારણ કે આપણાં સગાંવહાલાંઓ ગરીબ હોય છે, આપણાં પાડોશીઓમાં ઘણાં માણસો દુઃખી હોય છે અને આપણે પોતે ઓચીંતા ગરીબીમાં આવી પડીએ તો એમાં પણ કાંઇ નવાઈ નથી. માટે આપણા જેવા ગરીબ માણસોથી તથા સાધારણ સ્થિતિના માણસોથી તો ગરીબોની તરફ બેદરકારી રખાયજ નહિ. કારણ કે આપણે જો ગરીબોની તરફ બેદરકારી રાખીએ તો તે આપણી પોતાની તરફજ બેદરકારી રાખવા બરાબર છે. કારણ કે આપણા દોસ્તો ગરીબ હોય છે. આપણી નજીકના કે દૂરનાં સગાંઓ ગરીબ હોય છે. આપણા પાડોશીઓ ગરીબ હોય છે. આપણી ઓળખાણ પીછાનના માણસો ગરીબ હોય છે અને આપણે પોતે કયી ઘડીએ ગરીબ થઇ જઇશું તથા આપણાં છોકરાંઓ કેવાં નીવડશે અને તેઓની સ્થિતિ કેવી થશે, એ કાંઇ આપણે જાણતા નથી. માટે આપણાથી ગરીબોની તરફ બેદરકારી રખાય નહિ. અને તેમ છતાં જો બેદરકારી રાખીએ તો તેનાં માઠાં ફળ આપણા લાગતા વળગતાઓને ભોગવવાં પડે છે. એમ ન થાય માટે નામદાર શહેનશાહના જીવનમાંથી ગરીબો ઉપર સ્નેહ રાખવાનો ગુણ આપણે શીખવો જોઇએ. જો એ વાત બરોબર રીતે સમજી જવાય ને શીખી જવાય તો તેથી આપણું પોતાનું અને આપણા કરોડો ભાઈબંધોનું ભલું થઈ શકે તેમ છે. માટે ગરીબોની તથા દુઃખીઓની તરફ દિલસોજી રાખતાં શીખો, દિલસોજી રાખતાં શીખો.

**(૧૮) આપણા દેશ તરફ નામદાર શહેનશાહની લાગણી.**

આપણા દેશ માટે નામદાર શહેનશાહને બેહદ લાગણી છે. એ માટે અમૃત બઝાર પત્રિકાવાળા બાબુ મોતીલાલ ઘોસે જ્યારે તેમને કહ્યું હતું કે " મહારાજ ! ઈંગ્લાંડના લોકો જેમ આપની પ્રજા છે તેમ હિંદુસ્તાનના લોકો પણ આપનીજ પ્રજા છે. એમ સમજી તેઓના ઉપર વિશેષ કૃપા રાખવા મહેરબાની કરશોજી." એના જવાબમાં તે નામદારે એ વખતે કહ્યું હતું કે " હિંદુસ્તાનના લોકોને હું કદી પણ ભૂલીશ નહિ. તેમણે બહુ ઉત્તમ પ્રકારે મારો સત્કાર કર્યો છે તેથી મને બહુજ આનંદ થયો છે, એ હું મારા પિતાજીને જણાવીશ. અને હિંદના લોકો માટે વધારે દિલસોજી રાખવી જોઇએ એ પણ હું તેમને જણાવીશ."

એ પછી તેઓ નામદાર જ્યારે વિલાયત પહોંચ્યા અને લંડનના લોર્ડમેયરે ગીલ્ડ હૉલમાં તેઓના માનમાં ખાણું આપ્યું, ત્યારે તેઓએ પોતાના ભાષણમાં હિંદુસ્તાન માટે બહુજ લાગણી દર્શાવી ને ઘણીએ જાણવા જેવી વાતો કહી હતી. અને તેમાં જે ખાસ મુદ્દાની વાત કહી હતી તે એ હતી કે:—

" હિંદના લોકોની સરળતા, રાજભક્તિ અને ધર્મભાવનાથી હું બરોબર રીતે વાકેફગાર થયો છું અને આપણા સારા વિચારો, સારા કાયદાઓ અને આપણી ભલમનસાઈ ઉપર હિંદના લોકોને સંપૂર્ણ વિશ્વાસ છે." (આનંદના અવાજો.)

" હિંદુસ્તાનની સર્વ હકીકત જાણ્યા પછી મને એમ લાગે છે કે હિંદુસ્તાનમાં ચાલતી રાજનીતિમાં જો કાંઈ વધારે દિલસોજી બતાવવામાં આવે તો હિંદુસ્તાનનો કારભાર ચલાવવામાં વધારે સરળતા થાય." (આનંદના અવાજો.)

એથી આગળ વધીને નામદાર પ્રીન્સ ઓફ વેલ્સે એમ કહ્યું હતું કે:-

"જો હું સાહસ કરીને ભવિષ્ય વાણી ભાખું તો તે એ કે જો હિંદીઓ તરફ રાજનીતિમાં દિલસોજી ને ઉદારતા બતાવવામાં આવે તો તેઓ એ દિલસોજીને લાયક હોય તેવી કૃતજ્ઞતા બતાવવામાં કદી પણ પછાત પડશે નહિ."

નામદાર શહેનશાહે પોતે જ્યારે પ્રીન્સ હતા ત્યારે પણ આપણા દેશ માટે અને આપણા માટે આટલી બધી લાગણી બતાવી હતી. અને એ પછી જ્યારે શહેનશાહ થયા અને દિલ્હીમાં પધારી દરબાર ભર્યો એ વખતે તે નામદારે જે લાગણી બતાવેલી છે અને પ્રજાના હિત માટે જે જે વચનો આપેલાં છે તે કદી પણ ભૂલી જવાય તેમ નથી.

તા. ૨ જી ડીસેમ્બર સને ૧૯૧૧ ને દિવસે જ્યારે નામદાર શહેનશાહ મુંબઇને કિનારે ઉતર્યા ત્યારે મુંબાઈ મ્યુનીસીપાલ કોરપોરેશન તરફથી તે નામદારને જે માનપત્ર આપવામાં આવ્યું હતું તેના જવાબમાં તે માયાળુ શહેનશાહે જણાવ્યું હતું કેઃ—

*"મુંબઇથી હું સને ૧૯૦૫ માં તમારા સ્નેહાળ આવકાર સાથે આ વિશાળ દેશના કાંઈ નહિ તો અમુક ભાગની મુસાફરી કરવાને અને તેના લોકો સંબન્ધી કેટલીક માહિતી મેળવવાનો પ્રયત્ન કરવાને નીકળ્યો હતો. મેં જે માહિતી મેળવી તેથી સઘળી કોમો અને ધર્મોના લોકો તરફની મારી સમભાવની લાગણી ઉંડી થયા વિના રહી ન હતી, અને જ્યારે મારા વ્હાલા પિતાનું મરણ થયું અને હું મારા બાપદાદાઓની ગાદીએ આવ્યો ત્યારે હિંદમાંની મારી પ્રજાઓની ફરીથી મુલાકાત લેવાની મને આતુર ઇચ્છા થઈ."

"હું ફરી હર્ષથી તેનાં સુંદર અને ભવ્ય મકાનોની રોનકદાર હાર જોઉં છું, અને વળી ઓછા ધ્યાન ખેંચનારા, પણ હાલમાં થયલા

* રા. રા. ભગુભાઈ ફત્તેહચંદ કારભારી કૃત 'દિલ્હી દરબાર' ઉપરથી આ ઉતારા આપવામાં આવ્યા છે.

વિશેષ લાભકારક સુધારા પણ જોઉં છું. પરંતુ તે સર્વે ઉપરાંત આવા જવાહીરના સર્વોપરિ તેજરૂપે જે શહેરીઓના સર્વે વર્ગોની જે શાંતિ, જે સુખ અને જે આબાદી હોવાં જોઇએ તેને ઉત્કૃષ્ટ બનાવવાના તમારા સર્વે પ્રયત્નો હું સ્વીકારૂં છું. હું મારા અંતઃકરણથી આજે મને અને શહેનશાહબાનુને તમે આપેલા ઉદાર આવકાર માટે તમારો આભાર માનું છું.

અમે આતુરતાથી પ્રભુ પાસે એવી સ્તુતિ કરીએ છીએ, કે આપણા હિંદી શહેનશાહત ઉપર પ્રભુના આશીર્વાદ વર્ષો, તેમજ પ્રજાને શાંતિ તથા આબાદીની સદા જામીનગીરી મળો!"

નામદાર શહેનશાહે દિલ્હી દરબારમાં પોતાના શ્રીમુખે પોતાની વહાલી પ્રજાને જે સંદેશો કહ્યો હતો તેમાં ખાસ યાદ રાખવા જેવી બાબત નીચે પ્રમાણેની હતી. આ સંદેશા ઉપરથી નામદાર શહેનશાહનો પ્રજાપ્રેમ સમજી શકાય તેમ છે માટે તે સંદેશામાંથી થોડીક બાબત નમૂના તરીકે નીચે જણાવીયે છીયે.

"સમ્રાજ્ઞી સાથની મારી હાજરીથી હિંદના રાજ્યભક્ત રાજા રજવાડા અને શ્રદ્ધાળુ લોકો માટે અમારો સ્નેહ-મમતા અને હિંદી સામ્રાજ્યનું ભલું અને સુખ અમારા અંતરને કેટલું પ્રિય છે, તે દર્શાવવાને પણ હું આતુર છું."

"આ ઐતહાસિક પ્રસંગે સહાનુભૂતિ અને પ્રેમમય શુભેચ્છાની ભાવના, રાજાઓને અને લોકોને મારી સાથે એકત્ર કરે છે તે વિચારથી મારા મન ઉપર ઉંડી છાપ પડી છે. આ લાગણીઓના પ્રકાશ-ચિન્હ તરીકે મારા રાજ્યારોહણના પ્રસંગને, મારી ખાસ કૃપા-બક્ષિસ અને વિચારની ચોકકસ છાપ સાથે સ્મરણીય કરવાને મેં નિશ્ચય કર્યો છે.

છેવટે તમારા હક્ક અને ધર્મોનું રક્ષણ કરવાને મારા સતપૂજ્ય પૂર્વજોએ જે અભિવચનો આપ્યાં છે તેમનો મારે જાતે પુનઃ સ્વીકાર

કરવાની અને તમારાં કલ્યાણ, શાંતતા, અને સંતોષ માટેની મારા અંતરની આતુરતા દર્શાવવાની આ તક મળવાથી મને અત્યાનંદ થાય છે. તે પ્રભુની પ્રભુશક્તિ મારા પ્રજાજનોની સંભાળ રાખો અને તેમનાં સુખ–સમૃદ્ધિની અભિવૃદ્ધિ કરવા મારા પૂર્ણ પ્રયત્નમાં સહાય થાઓ.

હાજર રહેલા સર્વ માંડલિક રાજાઓ અને પ્રજાજનને હું મારા તરફનું પ્રેમપુરઃસર સ્વાગત કરૂં છું."

નામદાર શહેનશાહ તરફથી દિલ્હી દરબાર વખતે જે ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો હતો એટલે કે તે પ્રતાપી શહેનશાહ તરફથી પોતાની વહાલી પ્રજાને જે કોલ આપવામાં આવ્યો હતો તેમાં એક મુખ્ય બાબત એ હતી કેઃ–

" હવે અમારા આ બાદશાહી ઢંઢેરાથી અમે તેજ (વાત) જાહેર કરીએ કરીએ છીએ અને અમારા સર્વ અધિકારીઓ, અને દિલ્હીમાં હમણા ભેગા થએલા સર્વ રાજાઓ, મુખીઓ, અને લોકોને અમારૂં બાદશાહી અભિનંદન આપીએ છીએ; અને જે હિંદી સામ્રાજ્યના કલ્યાણ અને ઉત્કર્ષની અમારી હંમેશની ચિંતા રહેશે, તે હિંદી સામ્રાજ્યને અમે ઉત્કટ પ્રેમથી જોઇએ છીએ તેની ખાત્રી આપીએ છીએ."

દિલ્હી દરબાર વખતે નામદાર શહેનશાહે જ્યારે દિલ્હીને રાજગાદીનું શહેર ઠરાવ્યું તથા બંગાલના ભાગલા રદ કર્યા તે વખતે પોતાને શ્રીમુખે જાહેર કર્યું હતું કેઃ–

"આ ફેરફારોથી હિંદનો રાજ્ય વહીવટ વધારે સારો બને, અમારા વહાલા લોકોની ચઢતી અને સુખ વધે, એવી અમારી અંતરની ઈચ્છા છે."

દિલ્લી દરબાર વખતે નામદાર શહેનશાહે જે બહુ કિંમતી નવાજેશો કરી હતી તેમાં પોતાની પ્રજાને આગળ વધારવા માટે કેળવ-

ણીની નવાજેશ મુખ્ય હતી. એ માટે નામદાર શહેનશાહ તરફથી કલકત્તાના ગવર્નરજનરલ લોર્ડ હાર્ડીંજે જાહેર કર્યું હતું કેઃ—

"મલિક મુઆઝીમ આલીજાંહાની ઇચ્છા અને ખુશીને નમ્રતા પૂર્વક અને ધર્મપૂર્વક શરણ રહેનાર હિંદની સરકારે, મલિક મુઆઝીમ આલીજાંહાના હિન્દના સ્ટેટ સેક્રેટેરીની અનુમતિથી, હિન્દી સામ્રાજ્યનાં સાધનોમાંથી શિક્ષણની પ્રગતિના મુખ્ય હકો સ્વીકારવાનો ઠરાવ કર્યો છે. અને હિંદમાં કેળવણી જેમ બને તેમ સુલભ અને જેમ બને તેમ વિસ્તૃત કરવાપર ઘણી ભલામણ કરવા યોગ્ય એક માગણીનો સ્વીકાર કરવાને ખાતર પોતાનું લક્ષ આપવાનો નિશ્ચય કર્યો છે. આ હેતુથી ખરેખરી લોકપ્રિય કેળવણીને ખીલવવાને પચાશ લાખ રૂપિયા એકદમ કાઢવાની તેઓ ભલામણ કરે છે, અને હમણાં જાહેર કરેલી મદદમાં ભવિષ્યમાં ઘણી ઉદાર રીતિએ વિશેષ મદદો ઉમેરવાનો સરકારનો દૃઢ વિચાર છે."

નવી દિલ્હીનો પાયો નાંખતી વખત નામદાર શહેનશાહે પ્રજાના સુખ માટે પોતાના ભાષણમાં જે લાગણી દર્શાવી હતી તે પણ ખાસ જાણવા લાયક છે. માટે નીચે જણાવીએ છીએ.

"દિલ્હી છોડી જતાં અગાઉ આ નવા બાદશાહી પાયતખ્તનો પાયો નાંખવાની ક્રિયા કરવાની જે તક મળી છે તે માટે મને તથા શહેનશાહ બાનુને ઘણો સંતોષ થયો છે. ત્રણ દિવસ ઉપર મારી તાજપોષીની ભપકાભરી અને ઘણી અસરકારક જે દરબાર થઇ હતી, અને જે દરબારમાં મેં મારી મરજીને અનુસરી કેટલીક અગત્યની બક્ષિસો જાહેર કરી હતી, તે બક્ષિસોનો વહેવારૂ પુરાવો આપવાનું આ મારૂં પહેલું પગલું છે. હું આશા રાખું છું કે આ ફેરફારનાં કલ્યાણકર અને દીર્ઘદર્શી પરિણામો હિંદને સુધરેલો વહીવટ અને વૃદ્ધિ પામતું સુખ તથા સમૃદ્ધિ આપવામાં સફળ થશે. વળી મારી એવી

ઇચ્છા છે કે દિલ્હીમાં જે નવી જાહેર બીલ્ડીંગો બાંધવામાં આવશે, તેની યોજનાઓ ખાસ સંભાળ અને મહેનતથી તૈયાર કરવામાં આવે કે જેથી એ મકાનો આ માનવંતા, પુરાણા અને ખુબસુરત શહેરને શોભાવનારાં થઇ પડે. આજે મેં જે કાર્ય કર્યું છે તે ઉપર પ્રભુનો આશીર્વાદ ઉતરો."

દિલ્હીની મ્યુનીસીપાલીટી તરફથી નામદાર શહેનશાહને જે માનપત્ર આપવામાં આવ્યું હતું તેના જવાબમાં તે નામદારે જણાવ્યું હતું કેઃ—

"હું પ્રભુની પ્રાર્થના કરૂં છું કે આ જે શહેનશાહતની રાજ્યધાની દિલ્હી છે તે સદા સુલેહ, શાંતિ, આબાદી, ન્યાય અને પ્રગતિ માટે ટકી રહો, અને તમારા શહેરની પરંપરાગત તવારીખોમાં મહત્તા અને કીર્તિમાં હજી પણ જવલંત પ્રકરણો ઉમેરાઓ."

જ્યારે નામદાર શહેનશાહ દિલ્હીમાં હતા, ત્યારે મદ્રાસ ઇલાકાના પ્રતિનિધિઓ તરફથી તે નામદારને માનપત્ર આપવામાં આવ્યું હતું. તેના જવાબમાં તે માયાળુ ભલા શહેનશાહે જણાવ્યું હતું કેઃ—

"હિંદી શહેનશાહતની આબાદી અર્થે મર્હુમ મહાન્ મહારાણી શ્રી વિકટોરીઆ, અમારા પ્રિય પિતાજી અને માતાજી તરફથી લેવામાં આવેલી દિલસોજીભરી ઉલટ વિષે તમોએ જે માયા–ફૂળ ઇસારા કર્યા છે તે મેં સંપૂર્ણ સંતોષની લાગણીપૂર્વક સાંભળ્યા છે. હું તમોને ખાત્રી આપવાની અગત્ય જોતો નથી કે તમારી લાગણીમાં હું દરેક ભાગ લેઉં છું. અને મારી હિંદી પ્રજાની આબાદી તથા હિત હંમેશાં હું હૃદયમાં ધારતો રહીશ."

દિલ્હી દરબાર પછી નામદાર શહેનશાહ જ્યારે કલકત્તે ગયા હતા, ત્યારે કલકત્તાની કોરપોરેશનના પ્રમુખ તરફથી તે નામદારને

માનપત્ર આપવામાં આવ્યું હતું. તેના જવાબમાં જે ખાસ જાણવાલાયક બાબત તે નામદારે જણાવી હતી તે એ હતી કે—

"મને વિશ્વાસ છે કે આ નવા ઈલાકાના ગવર્નર અને તેની કાઉન્સીલના ડહાપણ ભર્યા કારોબારથી તેની વધારે ઉન્નતિ થશે. અને શાંતિ તથા સુવ્યવસ્થા પ્રવર્તી રહેશે. હું જાણું છું કે તમારામાં એવી અભિલાષાઓએ વાસો કર્યો છે કે હિંદ એક દિન બહોળા ઉદ્યોગ હુન્નરનો અને ખેતીવાડીનો દેશ બને. તમારા કામકાજના સાહસોની પ્રગતિ હું તીવ્ર રસભેર નિહાળતો રહ્યો છું. અને મને વિશ્વાસ છે કે તમારી વ્યાપારકુશળ બુદ્ધિએ જે વિજય મેળવ્યો છે, તેથી આ દેશનો યુવક વર્ગ વેપારને એક વિખ્યાત અને માનવંત ધંધા તરીકે લેખવા વધારે ને વધારે આકર્ષાશે. તમારી માયાળુ ઈચ્છાઓ અને પ્રાર્થનાઓ માટે હું તમારો આભાર માનું છું. અમારા હિંદી સામ્રાજ્યના કલ્યાણમાં વૃદ્ધિ કરવા માટે અમે સર્વદા અંતઃકરણપૂર્વક પ્રયાસ આદરીશું. અને અમે ઉત્સાહપૂર્વક આશા રાખીએ છીએ કે અમારા વંશ અને અમારી હિંદી પ્રજા વચ્ચે જે ઉમળકા ભર્યો પ્રેમ હાલ અસ્તિત્વ ધરાવે છે, તે જેમ જેમ વર્ષો થતાં જશે તેમ તેમ દૃઢતર થતો જશે."

આવા આવા ઘણા પ્રસંગોએ નામદાર શહેનશાહે પોતાની હિંદની વફાદાર રૈયત માટે બહુજ લાગણી બતાવેલી છે. અને આપણા ભલા માટે ઘણી જાતની કબુલતો આપેલી છે. એ બધી બાબતો વિચારતાં આપણને આનંદ થાય છે. અને નામદાર શહેનશાહ માટે અતિશય માન ઉત્પન્ન થાય છે, અને તે નામદાર દીર્ઘાયુષ્ય ભોગવો એમ સ્વાભાવિક રીતેજ કહી દેવાય છે.

ટુંકામાં એજ કે નામદાર શહેનશાહની આપણી તરફની તથા આપણા દેશ તરફની આવી ભલી લાગણી માટે તે નામદારનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડોજ છે.

નામદાર શહેનશાહ કે જેમના તાબામાં ઈંગ્લાંડ, સ્કોટલાંડ, આયર્લાંડ, આસ્ટ્રેલીઆ, કેનેડા, સીલોન, ટ્રાન્સવાલ, નાતાલ વિગેરે અનેક મુલકો છે. તે નામદાર પણ આપણા દેશ માટે આટલી બધી લાગણી ધરાવે છે, ત્યારે આપણે આપણા દેશ માટે કેટલો બધો પ્રેમ રાખવો જોઇએ અને તેના ભલા માટે, તેની આબાદી માટે અને તેની આબરૂ વધારવા માટે કેટલી બધી મહેનત લેવી જોઇએ એ વિચારવા જેવી વાત છે. કારણ કે જે દેશની આબાદીમાં આપણી આબાદી છે, જે દેશની કીર્તિમાં આપણી કીર્તિ છે, જે દેશના ભલામાં આપણું ભલું છે અને જે દેશની રાજભક્તિમાં આપણી રાજભક્તિ છે. એટલુંજ નહિ પણ, જે દેશના હવા પાણીવડે આપણે મોટા થયા છીએ, જે દેશના અન્નથી આપણને પોષણ મળેલું છે, જે દેશમાં આપણા પૂર્વજોની યાદગીરીની નિશાનીઓ છે, જે દેશમાં આપણાં સગાંવહાલાંઓની માટી સંગ્રહાએલી છે અને જે દેશમાં આપણે જન્મેલા છીએ તથા મરવાના છીએ, તે દેશના ભલાને માટે લાગણી ન રાખીએ ને મહેનત ન કરીએ, તો એથી વધારે નાલાયકી બીજી કઈ ? માટે નામદાર શહેનશાહને પગલે ચાલી આપણે આપણા દેશ ઉપર પ્રેમ રાખતાં શીખવું જોઇએ. અને દેશની આબાદી વધે તથા આબરૂ વધે તેમ કરવું જોઇએ. જો નામદાર શહેનશાહના જીવનમાંથી આપણા દેશ ઉપર પ્રેમ રાખવાનો ગુણ આપણે લઇએ તોપણ તેમાંથી આપણે ઘણુંએ મેળવ્યું છે એમ કહી શકાય.

નામદાર શહેનશાહના અનેક સદ્‌ગુણોમાં તેઓની સાદાઈ પણ ખાસ જોવા જેવી ને ખાસ વખાણવા જેવી છે. અને એ દેખાવ તો મુંબાઇમાં લાખો માણસોએ પોતાની નજરોનજર જોએલો છે. એટલે એ માટે કાંઈ વધારે વિગતો મેળવવી પડે તેમ નથી. કારણકે દિલ્હી દરબારમાં જવા સારૂ જ્યારે નામદાર શહેનશાહ મુંબાઇને કિનારે

ઉતર્યા ને મુંબાઇમાં સરઘસ નીકળ્યું ત્યારે તે નામદારે જે સાદો પોશાક પહેર્યો હતો અને જે સાદી ગાડીમાં તેઓ બેઠા હતા તેથી જોનારા લોકોમાંથી હજારો માણસો તે નામદારને ઓળખી શક્યા નહોતા. માત્ર છત્રને લીધેજ ઓળખાણ પડી હતી પણ પોશાક ઉપરથી કે ગાડી ઉપરથી સમજી શકાય તેમ નહોતું. આવીજ રીતે દિલ્લીમાં પણ તે નામદાર જ્યારે સાદા પોશાકમાં ઘોડેસ્વાર થઇને ફરવા નીકળ્યા હતા ત્યારે ત્યાંના લોકો પણ નામદાર શહેનશાહને તેમના સાદા પોશાકને લીધે ઓળખી શક્યા નહોતા. મહાન શહેનશાહ છતાં અને દુનિયાની ત્રીજા ભાગની વસ્તીના માલેક છતાં આવી સાદાઈ રાખવી એ કાંઈ ન્હાની વાત નથી. થોડાક પૈસા મળવાથી, જરાક અધિકાર મળવાથી, કે થોડીક વિદ્યા મળવાથી જે માણસો છકી જાય છે અને ઇસ્કીટટ્ટુ બની જાય છે તેવા માણસોએ નામદાર શહેનશાહના જીવનમાંથી તેમની સાદાઇનો સદ્દગુણ શીખવો જોઇએ છે. જો એટલો ગુણ લેવાય તોપણ આપણા ઘણા લોકોને બહુ ફાયદો થઈ શકે તેમ છે.

નામદાર શહેનશાહના આ બધા ગુણો ઉપરાંત બીજી એ વાત પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે તેઓને હાથે અને તેઓને નામે પરમાર્થનાં બીજાં અનેક કામો ઘણાએ દેશોમાં થયાંજ કરે છે, તેમાં કેટલાંક કામો તેમના માનને અર્થે થાય છે. કેટલાંક કામો તેઓના લાગવગને લીધે થાય છે, કેટલાંક કામો તે નામદારને રાજી રાખવા સારૂ તથા તેઓની પાસેથી કાંઇંક લાભ મેળવવા સારૂ થાય છે; અને કેટલાંક કામો લાગણીને લીધે થાય છે. આ બધાં કામોનો જો સરવાળો કરીએ તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ અને નામદાર શહેનશાહને હાથે થતાં પરમાર્થનાં શુભ કામોમાં રોકાતા પૈસાની રકમોનો સરવાળો ગણીએ તો તે કરોડો રૂપીઆનો થાય તેમ છે. અને કોઇને કોઈ રૂપમાં એ બધો લાભ પ્રજાનેજ મળે છે એ માટે

આપણે નામદાર શહેનશાહનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડોજ છે.

આ શિવાય આપણા પ્રતાપી નામદાર શહેનશાહમાં બીજા પણ અનેક સદ્‌ગુણો રહેલા છે. પણ તે બધા સદ્‌ગુણોનું વિગતવાર વર્ણન કાંઈ આવડા નાનકડા પુસ્તકમાં થઈ શકે નહિ. અહીં તો માત્ર મુખ્ય મુખ્ય ગુણોની ટુંકી ટુંકી સૂચનાઓજ કરેલી છે અને તે એટલાજ હેતુથી કે નામદાર શહેનશાહના સદ્‌ગુણો લોકો જાણે અને તેમાંથી સાર લે તથા નામદાર શહેનશાહ ઉપરનો પ્રેમ વધે. કારણ કે નામદાર શહેનશાહના જીવનચરિત્રનાં મોટાં પુસ્તકો તથા અંગ્રેજી પુસ્તકો વાંચવાનું બધા લોકોથી બની શકતું નથી અને ઘણા લોકો એવા હોય છે કે પુસ્તકો વાંચી જાય તોપણ તેમાંથી તેઓને સાર લેતાં આવડતો નથી. એવા સાધારણ વર્ગના લોકોમાં નામદાર શહેનશાહના ગુણો જાણ થાય અને તે જોઇને તેઓની પોતાની અંદર સદ્‌ગુણો વધે તથા રાજ્યભક્તિ વધે અને પોતાની ફરજો બજાવવાનો ખ્યાલ આવે. એવા શુભ હેતુથી આ નાનો પણ ઉપયોગી લેખ તૈયાર કરવામાં આવેલો છે, માટે આશા છે કે એનો સારી રીતે લાભ લેવાશે અને નામદાર શહેનશાહને નામે સદ્‌ગુણો ખીલવવામાં તેનો ઉપયોગ થશે તો મને બહુ આનંદ થશે.



# હજી પણ લેવાય તો લ્યો !

'ચરિત્રમાળા' નાં સં. ૧૯૬૮ ના વર્ષનાં પૃષ્ઠ ૧૭૫૦ નાં નીચલાં ઉપયોગી પુસ્તકો હજી પણ રૂ. ૨ માં મળે છે.

## શ્રી બુદ્ધ ચરિત્ર અને ઉપદેશ.

પૃષ્ઠ ૨૮૦ કિં. ૦⁄= પાકુ પૂઠું ૦॥⁄= પો. માફ.

## ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ૧ લો.

પ્રાચીન ૧૨૫ સ્ત્રીઓનાં ઉત્તમ ચરિત્રો.

પૃષ્ઠ ૭૨૦ કિં. રૂ. ૧) પાકું પૂઠું રૂ. ૧૫ પો. ૦)≡

## ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ૨ જો.

ઇતિહાસિક ૧૮૦ સ્ત્રીઓનાં ઉત્તમ ચરિત્રો.

પૃષ્ઠ ૭૫૦ કિં. રૂ. ૧) પાકુ પૂઠું રૂ. ૧૫ પો. ૦)≡

ત્રણે પુસ્તકોનો સટ રૂ. ૨, પાકાં પૂઠાં રૂ. ૩, પો. માફ. વી. પી. જુદું.
ચાલુ સાલમાં પણ દેશવિદેશનાં મહાન સ્ત્રી પુરૂષોનાં ઉત્તમ ચરિત્રો નીકળવા માંડયાં છે. ગ્રાહક થવાને લખો,—

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની શાખા, અમદાવાદ.

# નામદાર શહેનશાહબાનુ મેરી મહારાણીના જીવનમાંથી લેવાના ઉપદેશ.

---

## ( ૧ ) માબાપોએ પોતાનાં બાલકોને બહુજ સારી કેળવણી આપવી જોઇએ.

નામદાર મહારાણી મેરીનો જન્મ તા. ૨૬ મે સન ૧૮૬૭ ને રોજ કેન્સીંગ્ટન પેલેસમાં થયો હતો. માતાજી ડચેસ ઑફ્ ટેક તથા તેમના પિતાજી ડયુક ઑફ્ ટેક બહુજ સદ્ગુણી માતા પિતા હતાં. તેમણે પોતાની વહાલી પુત્રી પ્રીન્સેસમેરીને બહુજ સારી કેળવણી આપી હતી. અને તેની કેળવણી માટે તેમનાં વહાલાં માતાજીએ અતિશય કાળજી રાખી હતી. તેને લીધે મહારાણી મેરીમાં બાળપણથીજ વ્યવસ્થા રાખવાના તથા નિયમિતપણું જાળવવાના ગુણો આવી ગયા હતા. એટલે તેઓ પોતાનાં દરેક કામો બહુજ ચોકસપણે અને ચોકસ વખતે કરી શકે છે. તથા દરેક વસ્તુઓ અમુકજ ઠેકાણે તથા અમુકજ નિયમ પ્રમાણે મૂકે છે. એટલે કોઇ પણ વસ્તુ શોધતાં તેઓને મુશ્કેલી પડતી નથી. આ વ્યવસ્થાનો ને નિયમિતપણાનો ગુણ નામદાર શહેનશાહબાનુના જીવનમાંથી આપણી બ્હેનોએ શીખવા યોગ્ય છે.

## ( ૨ ) વ્યવસ્થા તથા નિયમિતપણું રાખવા વિષે.

આપણા દેશની સ્ત્રીઓમાં વ્યવસ્થાનો ને નિયમિતપણાનો ગુણ નથી. તેથી તેઓને નજીવી નજીવી વાતમાં પણ બહુ મુંઝાઇ રહેવું પડે છે. જેમકે ગરીબ લોકોને રહેવા માટે એક નાનકડી ઓરડી હોય છે, પણ તેમાંએ કોઈ વખત જ્યારે જોઇએ ત્યારે તુરતજ ચાકુ મળતું નથી. કોઇ વખત જ્યારે જોઇએ ત્યારે ચમચો જડતો નથી, કોઇ વખત સોય દોરા જડતા નથી, કોઇ વખત નાની વાટકી જડતી નથી.

કોઇ વખત સીસાપેન જડતી નથી, અને કોઇ વખત તાળા માટે કે કુંચી માટે બહુજ ફાંફાં મારવાં પડે છે. આનું કારણ એ છે કે વ્યવસ્થાની તથા નિયમિતપણાની ખામી તેને લીધેજ એમ થાય છે પણ જો ચાકુ મૂકવાનું ઠેકાણું ચોકસ હોય કે આ ઠેકાણેજ ચાકુ મૂકાય, આ ઠેકાણેજ સોપારી મૂકાય, આ ઠેકાણેજ કુંચી રહે, આ ઠેકાણેજ સાબુ રહે, આ ઠેકાણેજ સીસાપેન રહે અને આ ઠેકાણેજ વાસણો રહે. એમ દરેક વસ્તુનાં ઠેકાણાં ચોકસ થયેલાં હોય અને જરૂર પડે ત્યારે ત્યાંથી ઉપાડીને પાછી એજ ઠેકાણે મૂકવામાં આવતી હોય તો કોઇ પણ ચીજને શોધવા માટે ફોગટનાં ફાંફાં મારવાં પડે નહિ, અને નકામો વખત ગુમાવવો પડે નહિ તથા એક બીજાની ઉપર ગુસ્સો કરવો પડે નહિ તથા આ કહે કે તેં કયાંક મૂકી દીધું, અને તે કહે કે તેં ખોઇ નાંખ્યું; એમ કજીઆ કરવા પડે નહિ. માટે આપણી બ્હેનોએ વ્યવસ્થા રાખતાં શીખવું જોઇએ. અને એમ વિચાર કરવો જોઇએ કે મહારાણી મેરીને કેટલા બધા રાજમહેલ હશે ! એ રાજમહેલ કેટલા બધા મોટા હશે ! અને તેમાં જુદી જુદી જાતની કેટલી બધી વસ્તુઓ હશે ! કારણ કે તેઓને ત્યાં તો આખી દુનિયાની સારામાં સારી વસ્તુઓ તથા નવામાં નવી ને અજાયબી વસ્તુઓ ચાલી આવે છે, એ બધી વસ્તુઓને ગોઠવવા માટે જો પૂર્ણ વ્યવસ્થા ન હોય તો કેટલી બધી મુસ્કેલી પડે ? અને તેમ છતાં, નામદાર મહારાણી મેરીની એવી સરસ વ્યવસ્થા છે તથા એવું નિયમિતપણું છે કે પોતાનો ઘરસંસાર ચલાવવામાં તેઓ નામદારને જરા પણ મુસ્કેલી પડતી નથી. હવે વિચાર કરો કે કયાં મોટા રાજમહેલો અને તેમાંના સેંકડો ઓરડાઓ તથા હજારો વસ્તુઓ અને તેમ છતાં બધું નિયમસર તથા જ્યારે જોઇએ ત્યારે તુરતજ મળી શકે; અને આપણું ઘર નાનકડું હોય અથવા માત્ર નાની નાની એક બે ઓરડીજ હોય અને તેમાં ગણી ગાંઠી બહુજ

થોડી વસ્તુઓ હોય, છતાં પણ એટલા થોડામાંથી પણ જે વખતે જે જોઇએ તે મળી શકે નહિ એ દીલગીર થવા જેવું નહિ કે? અને એવી દશામાં પડયું રહેવું એ આપણી સ્ત્રીઓને માટે શરમ ભરેલું નહિ કે? બેશક, એવી સ્થિતિમાં પડયું રહેવું એ ઘણુંજ ખરાબ છે. માટે નામદાર શહેનશાહબાનુના જીવનમાંથી વ્યવસ્થાનો ગુણ આપણી બ્હેનોએ શીખવો જોઇએ. જો મહારાણીનો આ દાખલો જોઇને વ્યવસ્થાનો ને નિયમિતપણાનો ગુણ આપણી બ્હેનોમાં આવે તો આપણા લોકોને બહુજ મોટો લાભ થાય એમાં કાંઈ પણ શક નથી.

## ( ૩ ) બચપણમાં ધર્મજ્ઞાન શીખવવાની જરૂર.

મહારાણી મેરી જ્યારે બહુજ નાની ઉમરનાં હતાં ત્યારથીજ તેમની માતા ડચેસ ઑફ ટેકે તેઓને બહુ સારી રીતે ધર્મજ્ઞાન આપ્યું હતું. પ્રાર્થના કરવા માટે તથા ઉપદેશ સાંભળવા માટે તેઓ રાજકુમારી મેરીને પોતાની સાથે દેવળોમાં લઇ જતાં અને હમેશાં પાસે બેસીને ધર્મનું પુસ્તક વંચાવતાં તથા દર રવિવારે મહારાણી મેરીનાં માતુશ્રી તથા પિતાજી પોતાના ઘરમાં ભજન ગાવા બેસતાં અને એ વખતે પોતાનાં નાનાં છોકરાંઓને પાસે બેસાડતાં તથા જે ગાઈ શકે તેમ હોય, તે બાળકો પણ પોતાનાં માબાપની સાથે ભજનો ગાવા લાગતાં. આવી રીતે ધર્મજ્ઞાન આપવાની ટેવ પાડયાથી મહારાણી મેરી જ્યારે જુવાન ઉમરનાં હતાં અને કુમારિકા હતાં, ત્યારે તેમણે એવો નિયમ રાખ્યો હતો કે હમેશાં સવારના પહોરમાં ધર્મશાસ્ત્રનું એક પ્રકરણ વાંચવું, એ વખતે બીજાં ગમે એટલાં અગત્યનાં કામો હોય તોપણ એ બધાં કામો છોડી દઇને પ્રથમ તેઓ ધર્મનું પુસ્તક વાંચતાં હતાં. એટલુંજ નહિ પણ ઇશ્વરકૃપાથી તેઓને પાંચ રાજકુમારો તથા એક રાજકુંવરી છે તેઓને પણ તેઓ નામદાર ધર્મનું બહુ સારૂં શિક્ષણ આપે છે.

મહારાણી મેરી પોતાના રાજવૈભવમાંથી અને પોતાની અનેક રોકાણોમાંથી પણ વખત મેળવીને પોતાના કુમારોને ધર્મનું શિક્ષણ આપે અને આપણને કાંઇજ કામકાજ ન હોય અને નવરાં બાબર જેવાં હોઇએ છતાં પણ આપણાં બાળકોને ધર્મની વાતો સમજાવવાનું આપણને ન સૂઝે એ શું આપણું કમનસીબપણું નથી? જ્યારે કેળવાયેલા પુરૂષોનું પણ એ બાબતમાં હજી ધ્યાન નથી, ત્યારે આપણી અજ્ઞાન બ્હેનો તરફથી તો એ માટે કાંઈ પણ આશા ક્યાંથીજ રાખી શકાય? આમ હોવાથી અંતે પરિણામ એ થાય છે કે, બાલકો જ્યારે જુવાન થાય ત્યારે ધર્મની લાગણી વિનાનાં થાય છે. એને લીધે અનીતિમાન થાય છે તથા કોઇ કોઈ માણસો પારકા ધર્મમાં વટલી જાય છે. એટલુંજ નહિ પણ ધર્મના બળ વિના માણસોમાં નીતિનું કે કર્ત્તવ્યનું બળ રહેતું નથી. તેથી ધર્મના બળવિના માણસો જગતમાં બહુ ઉપયોગી થઇ શકતા નથી. ધર્મના બળ વિના માણસો ઢીલા રહે છે અને ધર્મના બળ વિના માણસો અંકુશ વિનાના રહે છે; તેથી અનેક જાતના અનર્થ થાય છે. કારણ કે ધર્મનું બળ એ બહુજ મોટી વાત છે. રાજ્યના બળ કરતાં પણ ધર્મના બળની સત્તા, ઘણીજ વધારે છે. કારણ કે રાજ્યની સત્તા તો માત્ર બહારજ ચાલે છે; પણ ધર્મની સત્તા તો માણસોના અંતઃકરણની ઉપર ચાલી શકે છે. એટલે જે મહાન કામો કે જે સાહસો રાજ્યસત્તાના બળથી ન થઇ શકે, તે કામો ધર્મના બળથી થઈ શકે છે; માટે માણસોની જીંદગીમાં ધર્મ એ બહુ જ અગત્યનું તત્વ છે. એટલે જો તેની યોગ્ય રીતે ખીલવણી થાય તો તેમાંથી અનેક શુભ કામો થઈ શકે છે. માટે બહુ નાની ઉમરમાંથીજ બાળકોના મનમાં ધર્મના સંસ્કારો પાડવા જોઇએ. અને ખાસ કરીને એ કામ સ્ત્રીઓનું છે, કારણ કે કુદરતી રીતેજ સ્ત્રીઓની અંદર ધર્મભાવના વધારે હોય છે અને નાનાં બાળકો હમેશાં વધુ ભાગે

સ્ત્રીઓની પાસેજ રહે છે એટલુંજ નહિ પણ સ્વાભાવિક રીતેજ બાળકોની ઉપર સ્ત્રીઓની ઘણી વધારે અસર થાય છે. આમ હોવાથી બાળકોના અંતઃકરણમાં ધર્મના સંસ્કારો બેસાડવાની બાબતોમાં સ્ત્રીઓ ઘણું કરી શકે તેમ છે. પણ અફસોસ કે કૂવામાંજ મુદ્દલ પાણી નથી એટલે હવાડામાં ક્યાંથી આવે ? સ્ત્રીઓ પોતેજ ભણેલી નથી અને ધર્મના ખરા સિદ્ધાંતો સમજતી નથી, એટલે તે પોતાનાં બાળકોને ધર્મના ઉદ્દગાર ને મહાન સિદ્ધાંતો ક્યાંથી સમજાવે ? આવી સ્થિતિમાંથી છૂટવા માટે આપણે આપણી બ્હેનોને કેળવણી આપવી જોઇએ અને તેઓનું ધર્મજ્ઞાન વધે તેમ કરવું જોઇએ. જો મહારાણી મેરીના જીવનમાંથી આપણે આટલી વાત શીખીએ, તોપણ આપણને ઘણોજ લાભ થયો છે એમ કહી શકાય.

---

## સંસારમાં સ્વર્ગ. સોનેરી પૂઠું, પૃષ્ટ ૪૦૦ રૂ. ૧ાા

આત્મોન્નત્તિ પામતી જતી ભલી ભાનુકિશોરીની આંતર સ્ફુરણાનું વૃત્તાંત કે જે પત્રરૂપે પોતાની ભાભી ભભકકિશોરી ઉપર તેણે લખ્યું છે તે સૌ કોઇએ વાંચવા જેવું છે. આ આખું પુસ્તક તે નણંદ ભોજાઇના પત્રરૂપે લખાયલું છે. આ પુસ્તક આ દુનિયામાંજ સ્વર્ગ અનુભવવાના અનુભવી ઉપાયો બતાવનારૂં છે.

## સાચું સ્વર્ગ. સોનેરી પૂઠું, પૃષ્ટ ૬૨૫ રૂ. ૧ાા

આગળ વધવા ઇચ્છનાર દરેકે વાંચવા જેવું આ પુસ્તક છે કારણ કે તેમાં શ્રેયનો માર્ગ બતાવેલો છે. ધર્મનો હેતુ, જ્ઞાનનો ક્રમ, કર્તવ્યની મહત્તા, જીંદગીનો હેતુ, પરમાર્થ કરવાના રસ્તા વગેરે અનેક બાબતો મિત્રોની વાતોના રૂપમાં રસભરી રીતે આ પુસ્તકમાં વર્ણવેલી છે.

## સ્ત્રીઓનું સ્વર્ગ. સોનેરી પૂઠું, પૃષ્ટ ૪૦૦ રૂ. ૧ાા

સ્ત્રી ઉપયોગી નવી જાતનું પુસ્તક. થોડું ભણેલી બાઇઓને પણ હોંસે હોંસે વાંચવાનું મન થાય અને ઉંચી જાતના વિચારો સ્હેલાઇથી મનમાં ઠસી જાય તેવાં વર્ણનથી આ પુસ્તક ભરેલું છે. રતનબાઇની અને પાર્વતીબાઇની વાતો વાંચતા વાંચતા એક તાર થઈ જવાય છે.

## સ્વર્ગની સીડી. સોનેરી પૂઠું, પૃષ્ટ ૪૫૦ રૂ. ૧ાા

ભગવદ્ ગીતાના મહાન સિદ્ધાંતોપરથી લખાયલું પુસ્તક. ધર્મ વિષે, ઈશ્વરીજ્ઞાન વિષે, હરિજનોનાં લક્ષણ વિષે, પ્રાર્થના વિષે, મનને જીતવાની જરૂર વિષે, ખાવા પીવા વિષે, નિદ્રા વિષે, સુખ વિષે, ભક્તિ વિષે, અફસોસ ન કરવા વિષે વગેરે બાબતો આપેલી છે.

**વૈદ્ય. અમૃતલાલ સુંદરજી પઢીયાર, હાથીબીલ્ડીંગ મુંબઈ નં. ૨**

## (૪) બાળકોએ માતાપિતાને તેમના કામકાજમાં મદદ કરવી જોઇએ.

મહારાણી મેરી જ્યારે કુમારિકા હતાં, ત્યારે પોતાનાં વૃદ્ધ માતાજીને તેઓના કામકાજમાં ઘણીજ મદદ કરતાં હતાં. તેમના કાગળપત્રો લખતાં, તેમની મીલકતનો વહીવટ ચલાવવામાં સંભાળ રાખતાં. અને માબાપ સ્વર્ગવાસી થયા પછી જ્યારે ત્રણે ભાઇઓ બોઅર લોકો સાથેની લડાઇમાં ગયા હતા, તે વખતે તેમની મીલકતનો બધો વહીવટ નામદાર શહેનશાહબાનુ પોતે ચલાવતાં હતાં. અને એમાં જે કાંઈ મુસ્કેલીઓ આવી પડે તેનો નીકાલ તેઓ પોતે પોતાની અક્કલ હુશિઆરીથી બહુજ સહેલાઇથી કરી નાંખતાં હતાં.

આવી જાતનાં કામો બહુજ થોડી બાઇઓને આવડે છે. અને એટલી બધી દીર્ધદૃષ્ટિ પણ કોઇકિજ બાઇઓમાં હોય છે. આ બધું બતાવીને તેમાંથી જે સાર લેવાની મારી ઇચ્છા છે તે એકે કાંઈમાત્ર શહેનશાહબાનુ તરીકેની મોટાઈનુંજ માન તેઓને મળે છે એમ નથી; પણ તેઓના જાતી સદ્‌ગુણોનું માન પણ કાંઇ થોડું નથી. એ બાબત ઉપર વિચાર કરીએ તોપણ તે નામદારને માટે આપણને બહુ માન ઉત્પન્ન થાય છે.

આપણી ઘણીએ બ્હેનો પોતાના ઘરસંસારના રોજના સાધારણ કામકાજ શિવાય બીજું કાંઈ વધારે જાણતી નથી. અને તેમાં પણ પોતાની મીલકતોના વહીવટ કેમ ચાલે છે, એ બાબતમાં તો તેઓ તદનજ અજાણી હોય છે. અને " ગાડલે આવે ને સુંડલે ઉતરે " એવીજ તેઓની સ્થિતિ હોય છે. તેવી બ્હેનોએ નામદાર શહેનશાહ બાનુનો દાખલો જોઇને પોતાનામાં વધારે ડહાપણ આવે તેમ કરવું જોઇએ. અને એમ સમજવું જોઇએ કે માત્ર છોકરાં જણવાં, રસોઈ કરવી અને સારાં સારાં લૂગડાં ઘરેણાં પહેરવાં એટલામાંજ કાંઈ સ્ત્રીઓની જીંદગીની

ફરજો પૂરી થઈ રહેતી નથી. પણ જે, નામદાર શહેનશાહ બાનુ જેવી ગુણીઅલ માતાઓ હોય છે તેઓ તો દરેક બાબતમાં કુશળ હોય છે. અને ઘણાએ અટપટા પ્રસંગોમાં પણ પોતાની હોંશિયારી વાપરી શકે છે. તથા મુસ્કેલીના વખતે પણ સીધી રીતે પોતાનો રસ્તો શોધી લે છે. આવી કળવકળવાળી બુદ્ધિશાળી બાઈઓની આપણા દેશને અત્યારે જરૂર છે, અને નામદાર શહેનશાહ બાનુ જેવાં પ્રતાપી ને ગુણીઅલ માતાઓનાં જીવનચરિત્રો તેઓની નજર આગળ રહે, તો તેમાંથી ધીરે ધીરે એવી હુશિયારી આવી શકે છે. માટે આવાં ગુણીયલ મહારાણીનાં ઉપયોગીને અસરકારક ચરિત્રો આપણે જાણવાં જોઇએ અને તે આપણી બેનોને જણાવવાં જોઇએ.

---

## (૫) મહારાણી મેરી જર્મન તથા ફ્રેંચ ભાષા પણ જાણે છે.

પારકી ભાષાઓ શીખવી અને તે પણ કામ ચલાઉ નહિ પણ સારી રીતે વાતચીત કરી શકાય તથા તેમાંનાં સારાં સારાં પુસ્તકો વાંચીને સમજી શકાય એવી રીતે પારકી ભાષા શીખવી તે કાંઈ સ્ત્રીઓને માટે સહેલી વાત નથી. પણ આપણાં નામદાર મહારાણી મેરી પોતાની સ્વભાષા અંગ્રેજીમાં તો ખાસ હુશિયાર છે અને ટેનીસન, કારલાઇલ, એમરસન, જ્યોર્જ એલીઅટ, મેકાલે, ગેટી, તથા ડેન્ટી વિગેરે મહાન વિદ્વાનોનાં પુસ્તકોનાં અભ્યાસી છે. એટલુંજ નહિ પણ એ સિવાય ફ્રેન્ચ ભાષા તથા જરમન ભાષા પણ બહુ સારી રીતે જાણે છે અને પોતાને મુસાફરીના પ્રસંગો વારે વારે આવ્યાં કરે તેથી મુસાફરીનાં પુસ્તકો પણ બહુ ધ્યાનથી વાંચે છે અને પોતાને જે દેશમાં જવાનું હોય તે દેશની જાણવા લાયક મુખ્ય મુખ્ય હકીકતો બહુ સારી રીતે જાણી લે છે.

### આપણી બેનોએ જુદી જુદી ભાષાઓ જાણવી જોઇએ.

હવે વિચાર કરો કે આપણા દેશની રાણીઓમાં, શેઠાણીઓમાં કે મોટા ઘરની બાઇઓમાં આવી આવડત છે કે? તેઓને સાહિત્યનો આવો શોખ છે કે? અને તેઓ પારકી ભાષાઓ સારી રીતે બોલી કે સમજી શકે તેમ છે કે? એક ઘાટી સાથે કે ભૈયા સાથે વાત કરતાં પણ તે બિચારીઓને કેટલી બધી મુસ્કેલી પડે છે અને તેઓની વાતો સમજવા માટે કેટલી બધી માથાકુટ થાય છે? એ ફારસો તમે જોયાં છે? ક્યાં હિંદુસ્તાની અને મરાઠી જેવી સહેલી ભાષા અને ક્યાં ફ્રેંચ ને જર્મન જેવી કઠિન ભાષા! ક્યાં વિલાયતની શહેનશાહ બાનુનો દરજ્જો તથા તેઓની જંજાળો અને ક્યાં પારકા ઓટલા ભાગનારી આપણા દેશની 'નવરી બેઠી નખોદ વાળે' તેવી બાઇઓ! આ બધી સરખામણી કરતાં નામદાર મહારાણી મેરીને માટે શું આપણને માન

ઉત્પન્ન ન થાય ? અને શું એમના મહાન જીવનમાંથી શીખવાનું ન મળે ? એ બેશક નામદારના જીવનમાંથી આપણને ઘણુંએ શીખવાનું મળી શકે તેમ છે. આટલા આ પ્રકરણમાંથી પણ જો સમજીએ તો ઘણુંએ સમજવા જેવું છે. પારકી ભાષાનો અભ્યાસ, સાહિત્યનો શોખ અને મુસાફરી કરતી વખત જે દેશમાં જવું હોય ત્યાંની જાણવા લાયક હકીકતો અગાઉથી જાણી લેવી, એ બધી બાબતો સમજવા જેવી છે અને અનુકરણ કરવા લાયક છે.

## (૬) સંગીતનો તથા ચિત્રોનો શોખ રાખવો જોઇએ.

નામદાર મહારાણી મેરીને નાચનો શોખ છે. તે પોતે બહુ સારી રીતે નાચી શકે છે અને ગાયનનો પણ તેઓને શોખ છે. સંગીત શીખવા માટે તેઓ ઈટાલીમાં ગયાં હતાં અને ત્યાંના સંગીતમાં વખણાએલા ફ્લોરેન્સ નામે શહેરમાં તેમણે સંગીતનું શિક્ષણ મેળવ્યું હતું. એ શિવાય ચિત્રવિદ્યાનો પણ તેઓને શોખ છે અને બહુ સારાં ચિત્રો તેઓ બનાવી શકે છે, એ શિવાય તેઓ ફોટોગ્રાફ પણ પાડી શકે છે અને શીવણ કામમાં તથા ગુંથણ કામમાં બહુજ કાબેલીયત ધરાવે છે. એક મહારાણી હુન્નરકળા તરફ આટલો બધો શોખ રાખે, એ કાંઈ નાનીસુની વાત નથી; પણ એ બહુ વિચારવા જેવી અને દાખલો લેવા જેવી વાત છે.

સંગીતથી એટલે કે ગાવું બજાવવું અને નાચવું એ કળાઓનો અભ્યાસ કરવાથી સ્ત્રીઓની અંદર રસીકતા આવે છે; એટલુંજ નહિ પણ એ કળાઓની મદદથી સ્ત્રીઓની તંદુરસ્તી તથા તેઓનું સૌંદર્ય ખીલે છે. કારણ કે એ નાજુક કળાઓ સ્ત્રીઓના કુદરતી નાજુક સ્વભાવને અનુસરતી છે, તેમજ ચિત્રકળા પણ સ્ત્રીઓના કોમળ હાથની નાજુક આંગળીઓને બંધબેસ્તી થાય તેમ છે. એ માટેજ આપણા શાસ્ત્રોમાં જૂદા જૂદા તહેવારોના દિવસોમાં સાથીઆઓ પુરવાના તથા ઘરના ઉંબર

પાસે ચિત્રામણ કાઢવાની ભલામણ કરેલી છે. એવીજ રીતે ઘર દી લેવી તથા હીંચ લેવી એ એક પ્રકારનો સ્વાભાવિક નાચ છે. અને કોઇ પણ જાતનાં ગાયનો સ્ત્રીઓના મુખમાં જેવાં શોભે છે, તેવાં કોઇકજ ગવૈયાના મુખમાં શોભતાં હશે! કારણ કે ગાવાનું, બજાવવાનું અને ચિત્રો ચીતરવાનું કામ સ્ત્રીઓનું છે. એટલે એ કામમાં સ્ત્રીઓ બહુ સહેલાઇથી ફતેહ મેળવી શકે તેમ છે. છતાં પણ અફસોસ કે એવાં સુંદર ને ઉત્તમ કામોમાં પણ આપણે બેદરકાર રહીએ છીએ અને કુદરતી આનંદ આપે, મનને ઉંચી જાતની ભાવનાઓમાં રોકી રાખે તથા મનુષ્યના જીવનને શ્રેષ્ઠ બનાવે તેવી કુદરતી કળાઓ તરફ પણ આપણે બેદરકાર રહીએ છીએ અને મફતનો આનંદ મેળવવાની અમૂલ્ય તકો ગુમાવી નાંખીએ છીએ, એ શું આપણી નાલાયકી નથી?

જો નામદાર મહારાણી મેરીના જીવનમાંથી આપણે એટલો બોધ લઇએ કે આપણી બ્હેનોને તથા આપણી પુત્રીઓને આપણે સંગીતકળા શીખવવી જોઇએ તો આપણને તે પ્રતાપી મહારાણીના જીવનમાંથી ઘણુંએ મળ્યું છે એમ કહી શકાય. શું આપણા દેશની સ્ત્રીઓ સંગીત શીખવાને લાયક નથી? શું તેઓના કુદરતી અવાજમાં કુદરતી મધુરતા નથી? શું તેઓની આંગળીઓમાં નાજુકાઇ નથી? શું તેઓના ચ્હેરામાં મનોરંજક હાવભાવ નથી? તેઓના ટાંટીયામાં જોર નથી? શું ગાવા બજાવવાનું તેઓને કુદરતી રીતે મન થતું નથી? અને શું એ માટે તેઓના અંતઃકરણમાં સ્વાભાવિક પ્રેરણાઓ નથી? બેશક એ બધું તેઓમાં છે, ત્યારે આપણે તેઓને એ લાભ કાં ન આપીએ? અને જે સંગીતનો મહાદેવજી શોખ રાખે છે અને તાંડવ નૃત્ય કર્યા કરે છે, જે સંગીતનો નારદ શોખ રાખે છે અને પોતે બ્રહ્મ-ચારી હોવા છતાં વીણા વગાડતા ફર્યા કરે છે, જે સંગીતનો કૃષ્ણ ભગવાન શોખ રાખે છે અને વાંસના કટકાની મોરલીથી વ્રજના ભાવી

ભક્તોને ગાંડા બનાવી મૂકે છે, જે સંગીતનો સરસ્વતી શોખ રાખે છે અને વીણા હાથમાંથી મૂકતી નથી તથા જે સંગીતનો મૃગ, સાપ, કોયલ વગેરે પણ શોખ રાખે છે અને જે સંગીતની મદદથી ગાંડાઓ પણ ડાહ્યા બની જાય છે, તે ઉત્તમ સંગીત આપણી બ્હેનો શીખે તો એમાં આપણને શું નુકશાન થઈ જાય તેમ છે? યાદ રાખજો કે એમાં કાંઇ પણ નુકશાન નથી, પણ બેહદ ફાયદા છે, માટે સંગીત તથા ચિત્રવિદ્યાની કૂદરતી કળાઓ આપણી કન્યાઓને શીખવવી જોઇએ અને બહુ સારા પાયા ઉપર વિધિસર તેનું શિક્ષણ મળે એવા ઉપાયો કરવા જોઇએ. જો નામદાર શહેનશાહબાનુના જીવન ઉપરથી સાર લઈને આપણે એટલું કરીએ, તો એ ખબર જાણીને તે નામદાર ખુશી થયા વિના રહે નહિ. અને આપણી ઉપર તેઓનો પ્રેમ વધ્યા વિના રહે નહિ. માટે આપણે આપણા ભલા સારૂ નામદાર શહેનશાહ બાનુને પગલે ચાલી આપણી બ્હેનોને સંગીતનું તથા ચિત્રકળાનું શિક્ષણ આપવાની તજવીજ કરવી જોઇએ. એમ કરનાર ખચીત ધન્યવાદને પાત્ર છે.

**( ૭ ) ફૂલનાં ઝાડ ઉછેરવાના શોખ રાખવાથી થતા ફાયદા.**

ફૂલનાં ઝાડ ઉછેરવાનો તથા ફૂલ વીણવાનો પણ નામદાર મહારાણી મેરીને બહુ શોખ છે; તેથી તે નામદાર પોતાના બગીચાની બહુ સારી સંભાળ લે છે. અને તેમાં ઘણી જાતનાં ઝાડોની તથા ફૂલોની પસંદગી પોતાની ઇચ્છા મુજબ કરે છે. પોતાનાં બચ્ચાંઓને પોતાની પીઠ ઉપર તેડીને બગીચામાં ફરવા લઈ જાય છે. અને તેમને ફૂલ વીણતાં શીખવે છે તથા ઝાડપાનની વિદ્યામાં તેમને રસ ઉપજે એવી વાતો તેમની આગળ કહે છે. એથી રાજકુમારો પણ નાજુક ફૂલો ઉપર પ્રેમ રાખતાં શીખે છે, તેના સૌંદર્યની ખૂબી સમજે છે અને તેની નાજુકાઇને માન આપતાં શીખે છે. આવી રીતે નામદાર મહારાણી નિર્દોષ ફૂલોમાંથી પણ ઘણો આનંદ મેળવી શકે છે. અને

પોતાના હાથે વાવેલાં તથા પોતાને હાથે ચૂંટેલાં ફૂલ પોતાનાં વ્હાલાંઓને આપીને તેઓના અંતરમાં આનંદ રેડે છે અને પોતે પણ એ આનંદમાંથી આનંદ મેળવી શકે છે.

આવી રીતે ફૂલ જેવી કુદરતી નિર્દોષ ચીજોમાંથી આનંદ મેળવવો અને તે આનંદ પોતાના સ્નેહીઓને આપવો એ કેટલી બધી સહેલી વાત છે, એ કેવી સ્વાભાવિક બાબત છે? છતાં પણ અફસોસ કે આપણી બ્હેનોથી એટલું પણ બની શકતું નથી. પોતાના બંગલા પાસે બગીચાઓ હોય અથવા ઘરની વાડીઓ હોય, છતાં પણ તેમાં પોતાની મરજી મુજબનાં ફૂલો કે કિંમતી ઝાડો વાવવાનું તેમને સૂઝતું નથી અને માળીએ અથવા કુદરતે તૈયાર કરેલાં સુંદર સુગંધી ફૂલો ચૂંટવાનું પણ તેઓને સૂઝતું નથી. અને માત્ર એક ફૂલ આપીને પોતાના સ્નેહીઓ તરફ લાગણી બતાવવી, એટલું પણ તેઓથી બનતું નથી; એ શું તેઓની બુઠ્ઠી લાગણીઓનો પુરાવો નથી? એ શું તેઓની રસીકતાની ખામીનો પુરાવો નથી? એ શું તેઓને કુદરતી સૌંદર્ય સમજવાની સમજણ નથી એનો પુરાવો નથી? અને નિર્દોષ ફૂલોની કિંમત ન સમજે, નાજુકાઈવાળાં ફૂલોની કિંમત ન સમજે, સુગંધીવાળાં ફૂલોની કિંમત ન સમજે, મનોહર ફૂલોની કિંમત ન સમજે અને ફૂલો રૂપે જાણે કુદરત પોતેજ હસી રહી હોય તેવાં ફૂલોની કિંમત ન સમજે, એ શું સ્ત્રીઓની રસીકતાને લાંછનરૂપ નથી? ખચીત એ બહુજ લાંછનરૂપ છે. માટે આપણી બ્હેનોમાં આવી જાતના નિર્દોષ શોખની ઉત્તમ લાગણીઓ જાગૃત થાય એમ આપણે કરવું જોઇએ. જો નામદાર શહેનશાહ બાનુના દાખલાથી આપણી બ્હેનોમાં રસીકતા વધે અને તેઓમાં ફૂલનો તથા ઝાડપાનનો શોખ વધે, તો એ પણ બહુજ મોટી વાત છે. માટે એ બાબત ઉપર આપણે ખાસ લક્ષ આપવું જોઇએ.

બંધુઓ! ફૂલની મજે! આહા ફૂલની મજે! શું એની વાત? ફૂલનાં બીયાં વાવતી વખત પણ આનંદ થાય છે. ફૂલનાં કુંડામાં કે ક્યારામાં પાણી રેડતી વખત પણ આનંદ થાય છે. ફૂલના રોપાઓને વધતા જોઇને પણ આનંદ થાય છે. જ્યારે કોઈ સ્નેહીઓ આવેલાં હોય અને તેમને બતાવીએ કે આ ફૂલનાં ઝાડ અમે રોપેલાં છે, ત્યારે પણ આનંદ થાય છે. એ છોડામાં જ્યારે પ્રથમ નવી નવી ફૂલની કળીઓ આવે ત્યારે પણ આનંદ થાય છે. એ ફૂલના છોડમાંથી જ્યારે ફૂલ ચૂંટીએ ત્યારે પણ આનંદ થાય છે. એ ફૂલ સાથે જ્યારે રમીએ ત્યારે પણ આનંદ થાય છે. એ ફૂલના જ્યારે ગજરા અથવા હાર તોરા બનાવીએ ત્યારે પણ આનંદ થાય છે અને એ ફૂલ જ્યારે કોઇ સ્નેહીઓને કે દેવોને ભેટ ધરીએ, ત્યારે પણ આનંદ થાય છે. અને એ બધો આનંદ બહુજ સહેલાઇથી મેળવી શકાય છે એટલુંજ નહિ, પણ સ્ત્રીઓના કુદરતી સ્વભાવને અનુસરતું એ નાજુક અને સુંદર કામ છે; માટે એવાં સ્વાભાવિક કામ તરફ આપણી બ્હેનોનું ધ્યાન ખેંચાય તેમ આપણે કરવું જોઇએ અને બાળકપણાની તથા જુવાનીની ફૂલ વીણવાની–સદ્ગુણો મેળવવાની તક ન ગુમાવવી જોઇએ, એ માટે કલાપીની એક કવિતા યાદ આવે છે અને તે પ્રસંગને અનુસરતી છે માટે તે નીચે આપેલી છે.

ફૂલ વીણ, સખે? ફૂલ વીણ, સખે!
હજુ તો ફુટતુંજ પ્રભાત, સખે!
અધુના કળી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દિસશે!
સુમહોજ્વલ આ કિરણો રવિનાં
પ્રસરે હજુ તો નભ ઘુમ્મટમાં,
ન વિલમ્બ ઘટેઃ કંઇ કાલ જતે,

રવિ એ પણ અસ્ત થવા ઢળશે,
નમતાં શિર સૌ કુસુમો કરશે,
પછી ગન્ધ પરાગ નહીં મળશે!
ફૂલ વીણ, સખે! ફૂલ વીણ, સખે!
હજુ તો ફુટતુંજ પ્રભાત, સખે!
નકી ઉત્તમ અગ્રિમ કાલ, સખે!
ભર યૌવન આ હજુ રક્ત, સખે!
ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે!
ભરતી પછી ઓટજ તોય, સખે!
ફૂલ વીણ, સખે!
તક જાય, સખે!
ઢળતી થઇ તો ઢળતીજ થશે,
રજની મહીં ચન્દ્ર ઉગે ન ઉગે;
હજુ દિવસ છે,
ફૂલડાં લઇ લે;
ફરી લે, રમી લે, હસી લે તું, સખે!
મૃગલાં રમતાં,
તરુઓ લડતાં,
વિહગો ઉડતાં,
કલીએ કલીએ ભ્રમરો ભમતા;
ઝરણું પ્રતિ હર્ષ ભર્યું કૂદતું,
ઉગતો રવિ જોઈ ન શું હસતું?
પછી કેમ વિમાસી રહ્યો તું સખે!
ફૂલ વીણ, સખે ફૂલ વીણ, સખે!
હજુ તો ફુટતુંજ પ્રભાત, સખે!

બોલો આ કામ તો કાંઈ બહુ મહેનતનું નથી? શું એટલું પણ આપણી બ્હેનોથી નહિ બની શકે? જો જરાક વધારે કાળજી રાખીએ તો બહુજ સહેલાઈથી આ કામ બની શકે તેમ છે. માટે નામદાર મહારાણીશ્રીના જીવનમાંથી બહુ ઉંચી વાતો પાળવાનું કદી ન બની શકે તોપણ આવી સાદી સાદી ને સહેલી સહેલી બાબતો ઉપર તો જરૂર ધ્યાન આપવું જોઇએ, જો એટલું શીખીએ તોપણ હાલમાં ઘણું છે.

## ( ૮ ) છાપાંઓ વાંચવાથી થતા ફાયદા.

નામદાર મહારાણી મેરી રોજીંદાં છાપાંઓ વાંચવાની ખાસ કાળજી રાખે છે અને દેશમાં તથા દુનીઆમાં બનતા નવા ખબરોથી હમેશાં જાણીતાં રહે છે. એથી કયે વખતે અને કયે ઠેકાણે પોતાની દિલસોજીની તથા મદદની જરૂર છે તે જાણી શકે છે. તેમજ જે કાંઈ અવનવા બનાવો બને તેથી પણ જાણીતાં રહે છે. નામદાર મહારાણી મેરીના આ ગુણનું આપણી બ્હેનોએ અનુકરણ કરવું જોઇએ, કારણકે આપણે જોઇએ છીએ કે આપણી ઘણીએ બ્હેનોને બહુજ ફુરસદ હોય છે અને સારી રીતે વાંચી જાણે એટલું જ્ઞાન પણ હોય છે; છતાં પણ તેઓ રોજીંદાં કે અઠવાડિક છાપાં વાંચવાની દરકાર રાખતાં નથી. એથી પરિણામ એ થાય છે કે દેશની ને દુનીઆની જાણવા લાયક બાબતો તેઓ જાણી શકતાં નથી. તેથી તેઓના વિચારો બહુજ સાંકડા રહી જાય છે અને તેઓની વાતો પણ બહુ ટુંકી હદમાં ને ખરૂં કહીએ તો નજીવી નજીવી કુથલી કરવામાંજ રહી જાય છે. એનું કારણ એજ છે કે તેઓ કાંઈ વધારે વાંચતાં નથી અને દુનિઆના નવા નવા બનાવો જાણતાં નથી એટલે તે બાબતો પર વાતચીત કરવાનું તેઓથી બની શકતું નથી, પણ જો આપણી બ્હેનો છાપાંઓ વાંચે તો તેમાંથી ઘણી નવી નવી બાબતો તેઓના જાણવામાં આવે;

એટલે તે ઉપર ચર્ચા કરવાનું તેઓને મન થાય, અને એ જાતની નવી નવી વાતો કર્યા કરે તો તે સાંભળવાનું બીજી અજ્ઞાન પાડોશણોને પણ મન થાય. એટલે તેઓ કાંઈક નવું નવું જાણી શકે અને તેઓની અંદર પણ કાંઈક સારા સંસ્કારો પડી શકે, માટે કેળવાયેલી સ્ત્રીઓમાં ન્યુસપેપરોનું વાંચન ફેલાવવાની જરૂર છે; કારણકે છાપાંઓ મારફત દેશની છેલ્લામાં છેલ્લી ખબરો જાણવામાં આવે છે. એથી કોઈ બનાવ સાંભળીને દયા ઉપજે છે, કોઈ બનાવથી ગ્લાનિ ઉપજે છે, કોઇ બનાવથી આનંદ થાય છે, કોઈ બનાવથી અજાયબી થાય છે, કોઈ બનાવથી હિંમત આવે છે, કોઇ બનાવથી પોતાને મનગમતો રસ્તો મળી જાય છે, કોઇ બનાવથી કાયદાઓનું જ્ઞાન થાય છે, કોઇ બાબતોથી ઇતિહાસનું જ્ઞાન થાય છે અને સારી સારી વાર્તાઓ વંચાય છે તથા ઘણી જાતના બનાવોથી સામાન્ય જ્ઞાનમાં બહુ વૃદ્ધિ થાય છે. માટે નામદાર મહારાણી મેરીનો દાખલો જોઇને આપણી બ્હેનોએ રોજીંદાં તથા અઠવાડિક છાપાંઓ વાંચવાનો શોખ વધારવો જોઇએ. જો આવા આવા કાંઈ પણ ગુણો આપણે નામદાર શહેનશાહ બાનુના જીવનમાંથી લઇ શકીએ, તોજ જીવનચરિત્ર વાંચ્યાની સાર્થકતા ગણાય.

### (૯) નોકરો માટે દિલસોજીની લાગણી રાખવી જોઇએ.

નામદાર શહેનશાહ બાનુ પોતાના નોકરો માટે બહુ કાળજી રાખે છે, એટલુંજ નહિ પણ જ્યારે કોઇ જુનો નોકર બીમાર પડે ત્યારે તેની દવા કરવા માટે બહુ સંભાળ લે છે અને જરૂર પડે તો પોતે જાતે પોતાની દાસીને ઘેર જાય છે અને તેને દિલાસો આપે છે તથા બીજી જે કાંઇ મદદ કરવી યોગ્ય લાગે તે મદદ કરે છે. મહારાણીજીનો આ ગુણ ખાસ વખાણવા લાયક છે. કારણકે આપણે જોઇએ છીએ કે બહુ સાધારણ સ્થિતિના માણસો હોય તેઓ પણ પોતાના નોકરોની સાથે બહુજ કઠોરતાથી વર્તે છે. અને ઘણાએ

મોટા લોકો તો પોતાના નોકરોની સાથે બહુજ તોછડાઇથી વર્તે છે તથા આપણા દેશમાં તો ઘણાએ તુમાખ્ખી શેઠીઆઓ પોતાના નોકરોને બહુજ હલકા પ્રકારની નિર્લજ ગાળો પણ દે છે અને કેટલાકો તો પોતાના હાથે પોતાના નોકરોને માર મારવામાં પણ બહાદૂરી સમજે છે. તેમજ ઘણીએ શેઠાણીઓ પણ પોતાની દાસીઓને ગુલામડીઓ જેવીજ સમજે છે અને તેની પાસેથી વધારેમાં વધારે કામ કેમ લેવાય તથા તે બહુ નીચીને નીચી કેમ રહે એવાજ ઉપાયો કર્યા કરે છે. હવે એક તરફ આપણા દેશના શ્રીમંતોની નોકર તરફની આ જાતની લાગણી જુઓ અને બીજી તરફથી નામદાર શહેનશાહ બાનુ પોતે પોતાના નોકરોને ઘેરે તેઓને દિલાસો આપવા જાય એ સ્થિતિ જુઓ! શું આમાંથી કાંઇ શીખવા લાયક નથી? શું આમાંથી શહેનશાહ બાનુની મ્હોટાઈ દેખાતી નથી? અને શું આ બાબત વિચાર કરવા લાયક નથી? જો નામદાર શહેનશાહ બાનુના આ દાખલા ઉપરથી આપણે આપણા નોકરો તરફ સદ્‌ભાવ રાખતાં શીખીએ તથા તેઓની સાથે તેઓની અને આપણી લાયકી પ્રમાણે વર્તતાં શીખીએ તો એથી પણ આપણને તથા બીજાં ઘણાં ભાઈ બ્હેનોને બહુ ફાયદો થઈ શકે તેમ છે. માટે એમ વિચાર કરવો જોઇએ કે નોકરોની માએ કાંઇ નોકરો જણીને મોકલેલા નથી પણ તેઓ પણ મનુષ્ય છે, તેઓને પણ બુદ્ધિ છે, તેઓને પણ અંતઃકરણ છે, તેઓ પણ જે પ્રભુના આપણે પુત્ર છીએ તે પ્રભુનાજ પુત્ર છે. અને ભલે હમણા તેઓ આપણા નોકર હોય છતાં પણ તે આપણા બંધુઓજ છે. માટે તેઓની તરફ પણ ન્યાયની દૃષ્ટિથી, દયાની દૃષ્ટિથી તથા ઉદારતાના વિચારોથી વર્તવું જોઇએ અને આપણી મોટાઈના ખોટા ગુમાનમાં ન રહેવું જોઇએ. એ વાત નામદાર શહેનશાહ બાનુના જીવનમાંથી ખાસ કરીને શીખવી જોઇએ.

## (૧૦) પોતાના દેશ ઉપર પ્રેમ રાખવો જોઇએ.

જ્યારે હાલનાં નામદાર શહેનશાબાનુ મેરીનું લગ્ન થયું ત્યારે તેઓએ પોતાનો એવો ઠરાવ જાહેર કર્યો હતો કે લગ્ન વખતના પોશાકમાં જે ચીજો જોઇએ તે બધી ચીજો, કપડાં, શીટ, રેશમ, ફ્લેનન, એ વિગેરે જે કાંઈ જોઇએ તે બધું વિલાયતમાંથીજ લેવું, એમાંની કોઈ પણ ચીજ એક જરા જેટલી પણ બહારના મુલકની લેવીજ નહિ. એવો તેમણે ઠરાવ કર્યો હતો અને એ ઠરાવ તેઓએ પાળ્યો હતો.

ઈંગ્લંડની રાણી અને દરિયાપારના દેશોની મહારાણી પોતાના સ્વદેશ માટે આટલી બધી કાળજી રાખે, એ કાંઈ નાની સૂની વાત નથી. આ બાબતમાંથી આપણા લોકોને અને આપણી બ્હેનોને ઘણુંએ શીખવાનું મળી શકે તેમ છે અને પોતાના દેશને માટે માનની લાગણી રાખવી, પ્રેમની લાગણી રાખવી, તથા પોતાના દેશની આબાદી માટે કાળજી રાખવી, એ કેટલી બધી ઉંચી વાત છે અને એ કેવી મહત્વની વાત છે; તે આપણે નામદાર મહારાણી મેરીના જીવનમાંથી શીખવું જોઇએ.

## ( ૧૧ ) રાજ્યભક્તિ.

જ્યારે બોઅર લોકો સાથે અંગ્રેજ સરકારને લડાઈ થઈ ત્યારે નામદાર મહારાણી મેરીના ત્રણે ભાઇઓ લડાઇમાં ગયા હતા. પાછળથી મહારાણીના પિતાશ્રી સ્વર્ગવાસી થયા હતા. તેથી તેમની મીલકતનો બધો કારભાર મહારાણીશ્રીને કરવો પડતો હતો, તોપણ તેઓએ લડાઇમાંથી પોતાના ભાઇને પાછા તેડાવી લીધા નહિ. પણ જ્યાં સુધી બોઅર લોકો સાથેની લડાઇ ચાલી ત્યાં સુધી તેમના ત્રણે ભાઇઓ લડાઈમાં રોકાયેલા રહ્યા હતા.

હવે વિચાર કરો કે જો નામદાર મહારાણીનો સ્વભાવ બીકણુ હોત તો તેઓ પોતાના ત્રણે ભાઇઓને લડાઈમાં જવા દેત નહિ.

તેઓને લાયક બીજા કોઈ ખાતામાં કામ મળી જાય એમાં કાંઇ નવાઈ નથી. મહારાણીના વગથી તથા પોતાના કુટુંબ તરફથી વંશપરંપરાની ખાનદાની તથા મોટાઇને લીધે તેઓ બીજી ઘણી લાઇનોમાં જઇ શકે, પણ દેશની ઉપર તથા રાજ્યની ઉપર જ્યારે સંકટ આવેલું હોય ત્યારે પોતાના સગાંવહાલાંઓના પ્રાણ કરતાં પણ રાજ્ય તરફની અને દેશ તરફની ફરજ ઘણી વધારે મોટી છે; તથા એ ફરજ બજાવ્યાથી જે કીર્તિ મળે છે તે કીર્તિ વધારે મોટી છે, એમ નામદાર મહારાણી સમજે છે. તેથી તેઓએ પોતાનાથી નાના ત્રણે જુવાન ભાઇઓને લડાઈમાં જવા દીધા હતા. આપણા દેશની સ્ત્રીઓમાં આવા ગુણો ક્યારે આવશે? તેઓ પોતાના દેશ તરફની અને પોતાના રાજ્ય તરફની ફરજો ક્યારે સમજશે? બેશક મહારાણી મેરીના આ સદ્‌ગુણો ઘણાજ અસરકારક છે. અને વિચારવા યોગ્ય તથા અનુકરણ કરવા યોગ્ય છે. અને જ્યારે આવી બાબતો સમજીએ તથા તેને હૃદયમાં ઉતારીએ ત્યારેજ જીવન ચરિત્રો વાંચ્યાની સાર્થકતા થાય છે.

## ( ૧૨ ) અગાઉ થઇ ગયેલા શૂરવીરો તરફ માનની લાગણી રાખવી જોઇએ

નામદાર શહેનશાહ બાનુ મેરી જ્યારે લખનૌમાં ગયાં હતાં ત્યારે ત્યાં બળવાના વખતમાં માર્યા ગયેલા અંગ્રેજ બહાદૂર હેન્રી લોરેન્સની સાદી કબર ઉપર ફૂલનો હાર મુકવા માટે તેઓ ગયાં હતાં. અને બહુ સુંદર હાર તેઓ નામદારે એ યોદ્ધાની કબર ઉપર ચઢાવ્યો હતો.

જે દેશની મહારાણી પોતે, ઘણાં વરસો ઉપર સ્વર્ગવાસી થયેલા પોતાના યોદ્ધાઓ માટે પણ, આટલી બધી લાગણી ધરાવે તે રાજ્યના અમલદારોમાં કામ કરવાનો ઉત્સાહ વધે, હિંમત વધે, અને બહાદૂરી વધે તેમાં કાંઈ નવાઇ નથી. હેન્રી લોરેન્સ કાંઇ બહુજ મોટો અધિકારી નહોતો તેમજ એ કાંઈ હાલના શહેનશાહના વખતમાં થયો

નહોતો. એ તો ત્રીજી પેઢીની વાત છે. ઈસ્ટ ઇન્ડિઆ કંપનીના હાથમાં વહીવટ હતો તે વખતની વાત છે, એટલે ત્યાં જો મહારાણી ગયાં ન હોત તો તેમનો કોઈ વાંક કાઢી શકે તેમ નહોતું અથવા એ કાંઇ તેમની ખાસ ફરજનું કામ નહોતું, પણ એ તો મહારાણીની લાગણીનું કામ હતું, એ તો તેઓના વિવેકનું કામ હતું અને એતો તેઓની સજ્જનતાનું કામ હતું—પણ તેઓના એ શુભ કામથી લાખો શૂરવીરોના દિલમાં નવી વિજળી આવી જાય તેવું એ કામ છે. આવાં કામોની કિંમત આપણી બ્હેનો ક્યારે સમજશે ? અને તેઓમાં આવી ભાવનાઓ ક્યારે આવશે ?

---

# ઉત્તમ અને સસ્તાં પુસ્તકો.

## (૧૩) ઓચિંતી મુશ્કેલી આવતાં ધીરજ રાખવી જોઇયે.

એક વખત પ્રીન્સેસ મે પોતાની મા સાથે એક હોટેલમાં રહ્યાં હતાં તે વખતે જમવા બેસવાની તૈયારી કરતાં હતાં એટલામાં ત્યાં એક અજાણી સ્ત્રી ઓચિંતી આવી ગઈ અને ભય ભરેલા અવાજે બોલી કે 'તમે બધાં મારી સામે આવી જાઓ' આવા અણધાર્યા બનાવથી તે જમવાના રૂમમાં જે બાઇઓ હતી તે બધી બહુજ ડરી ગઈ, પણ પ્રીન્સેસ મે તો એ વખતે પણ શાંત બેસી રહ્યાં. એ પછી હોટેલવાળાના માણુસે આવી તે બાઇને ત્યાંથી કાઢી મૂકી.

આવોજ બીજો પણ એક ભયભરેલો બનાવ બન્યો હતો. એ વખતે તેઓ સ્વીટઝર્લૅાન્ડમાં હતાં, ત્યાં પોતાનાં માતાજીની સાથે તેઓ ત્યાંની એક ઘોડાની ગામઠી ગાડી હાંકી જતાં હતાં. એટલામાં તે ગાડીની કમાન તૂટી પડી અને તેનો ઘોડો ભડકીને આડો ફ્રરી ગયો. એ ઠેકાણે પર્વતનું ઢળાણ હતું, અને નીચે નદી હતી; એટલે જો વધારે વાર ઘોડો કાબુમાં ન રહે તો તે બધાં નીચે નદીમાં પડી જાય તેમ હતું. એ વખતે પણ પ્રીન્સેસ મે એટલે આપણાં હાલનાં શહેનશાહ બાનુ મહારાણી મેરી જરા પણ ગભરાયા વિના અને જાણે કાંઇ પણ બન્યુંજ ન હોય તેવી રીતે શાંત બેશી રહ્યાં. એ પછી સાથેના નોકરે તે ગાડીને પડતી બચાવી લીધી હતી. અને ઘોડાને શાંત પાડ્યો હતો.

ત્રીજો પણ એક મુશ્કેલી ભરેલો બનાવ બન્યો હતો. તે એ કે લીડસમાંથી જતી વખત ડ્યુક તથા ડચેસ એક ખાનગી ગાડીમાં બેસીને શહેરમાં જતાં હતાં. સાથે ઘોડેસ્વાર પલટણના રક્ષકો હતા. એ વખતે ગાડી થોડેક દૂર ગઇ એટલામાં એક ગાંડો માણુસ લોકોના ટોળા વચ્ચેથી તે નામદારની ગાડીની પગથી ઉપર ચડી ગયો અને જાણે

ધમકી આપતો હોય તેમ એ રાજવંશી દંપતીની સામે હાથ રાખીને ઉભો રહ્યો. એ વખતે સમયસૂચકતા વાપરીને જાણે તેને શેકહેન્ડ કરવા જતા હોય તેમ કરી રાજકુમારે તેને દૂર કરવા યત્ન કર્યો, એટ-લામાં સાથેના ઘોડેસ્વારોએ તે ગાંડા માણસને દૂર કર્યો. આવા ભય-ભરેલા મુસ્કેલીના પ્રસંગ વખતે પણ શાહજાદી મેરી શાન્ત રહ્યાં હતાં. એ વખતે પણ તેઓને ગભરાટ થયો નહોતો, પણ માત્ર એટલીજ ચિન્તા થઇ હતી કે તે બિચારા માણસનું શું થશે ? તેને ઇજા થશે તો ? કારણ કે ઘોડેસ્વાર સીપાઇએ પોતાની તરવારની બુઠ્ઠી બાજુનો તેને ફટકો લગાવ્યો હતો, તેથી તે ઘોડાના પગ પાસે પડી ગયો હતો પણ સારા નસીબે તેને કાંઈ ઇજા થઇ નહોતી.

હવે આ દાખલાઓમાંથી જે વિચાર કરવાનો છે તે એ કે, આવે વખતે જો આપણા દેશની સ્ત્રીઓ હોય તો તેઓને કેટલો બધો ગભરાટ થાય ? અને તેમાં પણ જો મોટા ઘરની બાઇઓ હોય તો તેઓનું હૈયું હાથ રહે કે ? તેઓના મનમાં કેટલી બધી હેબત પેસી જાય ? અને તેઓ કેટલી રડારોળ કરી મૂકે એ વિચારવા જેવી વાત છે; પણ આમાંથી જે સમજવા જેવી વાત છે તે એજ કે આવા મુસ્કેલીના પ્રસંગોએ પણ ધીરજ રાખતાં શીખવું જોઇએ તથા મનની શાન્તિ જાળવતાં શીખવું જોઇએ; કારણકે એવે વખતે ગભરાઇ જવાથી કાંઈ ફાયદો થતો નથી, પણ ઉલટી મુસ્કેલી વધતી જાય છે. અને તેથી પરિણામે ખરાબી થાય છે માટે નામદાર શહેનશાહ બાનુનો દાખલો જોઇને આવા પ્રસંગોએ પણ ધીરજ રાખતાં શીખવું જોઇએ. કારણકે શાન્તના વખતમાં ધીરજ રહે તેમાં કાંઈ બહુ મોટી વાત નથી, પણ જ્યારે આવા ભયના પ્રસંગોમાં પણ ધીરજ રહે ત્યારેજ તે ખરી ધીરજ કહેવાય છે. અને એવી ધીરજ રાખવી તેમાંજ ખરી ખૂબી છે, અને નામદાર શહેનશાહ બાનુના દાખલાથી આપણી બ્હેનોની અંદર

જો એ ગુણ આવે તો આપણી બ્હેનોને ઘણોજ મોટો ફાયદો થયો છે એમ કહી શકાય અને એમ થાય તો તે કાંઇ ન્હાની વાત નથી. માટે આ બાબત ઉપર ધ્યાન આપવાની અને એ ગુણ કેળવવાની આપણી બ્હેનોએ મહેરબાની કરવી જોઇએ.

---

## ( ૧૪ ) મહારાણી મેરીની દયાની લાગણી અને દાન ધર્મ માટેની કાળજી આપણી બેનોમાં આવવી જોઇએ.

નામદાર મહારાણી મેરીમાં જે અનેક સદ્‌ગુણો છે તેમાં પરમાર્થની લાગણી એ બહુજ મ્હોટો સદ્‌ગુણ છે. એ ગુણ તેઓની અંદર તેઓનાં ભલાં ને પરોપકારી માતા ડચેસ ઓફ્ ટેકે બહુ ધ્યાન પૂર્વક કેળવ્યો હતો. કારણ કે તેઓ પરમાર્થનાં કામોમાં બહુ આગેવાની ભર્યો ભાગ લેતાં હતાં અને જ્યાં જ્યાં તે જતાં તે દરેક ઠેકાણે પોતાનાં વ્હાલાં પુત્રી પ્રીન્સેસ મેને સાથેનાં સાથે રાખતાં હતાં, તેથી બહુ નાનપણથીજ તેઓની અંદર પરમાર્થની ભાવનાનાં બીજ રોપાઈ ગયાં હતાં.

પ્રીન્સેસ મે એટલે આપણાં હાલનાં મહારાણી મેરી જ્યારે નાની ઉમરનાં હતાં ત્યારે તેમનાં માતાજી નાતાલની ભેટોના મેળાવડાઓ કરતાં અને તેનું પ્રમુખસ્થાન સ્વીકારતાં હતાં. એ વખતે તેઓ પોતે પોતાને હાથે તથા પોતાની વહાલી પુત્રી પ્રીન્સેસ મેને હાથે સુંદર રમકડાંઓ ગરીબ બાળકોને અપાવતાં હતાં અને રાજકુટુંબની લેડીઓએ ગરીબોને માટે પોતાને હાથે શીવીને ગરમ કપડાંઓ તૈયાર કરેલાં હોય તે કપડાંઓ ગરીબ લોકોને વહેંચી આપતાં હતાં.

વિલાયતનાં ગામડાંઓમાં દેવળોને માટે રમતગમતના મેળાવડાઓ થાય છે એ વખતે ઘણી જાતના ખેલો થાય છે અને તેની ઉપજ મંદિરોના ફંડમાં મદદ તરીકે આપવામાં આવે છે. તે મેળાવડાઓમાં પણ આપણાં હાલનાં મહારાણી તેમની નાની ઉમ્મરથીજ પોતાની માતાજીની સાથે ભાગ લેતાં હતાં અને એવા ખેલોનાં વખાણ કરી ગામડીઆ લોકોને ખુશી કરતાં હતાં તથા તેઓને ઉત્તેજન આપતાં હતાં.

મહારાણીનાં માતાજી જ્યાં રહેતાં હતાં તેની આસપાસનાં ગામડાંના લોકોને ગમ્મત આપવાને ખાતર તેઓ વખતોવખત મેળાવ-

ડાઓ કરતાં હતાં, તેમજ સંસારિક મેળાવડાઓમાં પણ તેઓ ખાસ કરીને હાજરી આપતાં હતાં. આવી રીતે પરમાર્થનાં કામોમાં ભાગ લેવાની બાળપણથીજ તેઓને ટેવ પડેલી છે એટલે એ ગુણ હવે બહુ ખીલી જાય એ સ્વાભાવિક છે. માટે આપણે પણ આપણાં બાળકોને જો ભલાં બનાવવાં હોય તો તેઓના મનની અંદર નાનપણથીજ પરમાર્થનાં બીજો વાવવાં જોઇએ.

નામદાર મહારાણી મેરી જ્યારે નાની ઉમ્મરનાં હતાં અને પોતાની માતાજીની સાથે ગામડાંઓમાં ફરતાં ત્યારે તેઓ સવારના પહોરમાં ગરીબોનાં ઘર જોવા માટે, તેઓની ઓળખાણ કરવા માટે, ખાસ ચાહીને જતાં હતાં અને તેઓનું ભલું થાય તે જોવામાં તથા એવાં કામો કરવામાં તેઓને બહુ આનંદ થતો હતો.

શાહજાદી મે બાલકપણમાંજ ગરીબોની ઓળખાણ કરવા જાય ને તેમની મુલાકાત લે તથા તેઓના સુખદુઃખની વાતો સાંભળે અને તેઓને મદદ કરવાના ઉપાયો લે, એ કાંઈ ન્હાની સૂની વાત નથી. આપણા દેશની મોટા ઘરની બાઇઓમાંથી કેટલી બાઇઓ આવાં કામો કરે છે? અને કેટલી બાઇઓ પોતાની પુત્રીઓમાં આવા સંસ્કારો પાડે છે? તે વિચારવા જેવું છે અને રાણીજીના દૃષ્ટાંતથી તે ખરેખર શીખવા જેવું છે.

પ્રીન્સેસ મેને પોતાની કુમારી અવસ્થામાં ખાનગી ખરચ માટે જે કાંઈ પૈસા મળતા હતા તેમાંથી તેઓ અમુક ભાગ જૂદો રાખતાં હતાં અને તે રકમનો બાળકોને ભેટો આપવામાં ઉપયોગ કરતાં હતાં. એ શિવાય પોતાને નાતાલમાં નવા વર્ષની જે ભેટો મળે તથા પોતાની જન્મગાંઠને દિવસે પોતાને જે ભેટો મળે તે ભેટોમાં કાર્ડ, ચિત્રો, ફોટો અને રમકડાં વિગેરે હોય તે બધું બહુ સંભાળથી સાચવી રાખતાં હતાં. અને પછી યોગ્ય વખતે તેમાંથી ગરીબ માણસોને, માંદા માણ-

સોને તથા અનાથોના આશ્રમમાં તે વસ્તુઓ મોકલતાં હતાં. અને તેમાંથી ગરીબોનાં દુઃખો ઓછાં કરી તેઓના આશીર્વાદ મેળવતાં હતાં.

આપણા દેશના શ્રીમંતોનાં બાલકો પણ જો આવું આવું કાંઈ પણ કરે, તો એ તેઓથી પણ બની શકે તેમ છે. કારણ કે તેઓને પણ દરમહિને ખીસ્સા ખરચ સારૂ કાંઇ કાંઇ પૈસા મળે છે, તથા તેઓને ઘેર રમકડાં, પુસ્તકો, કપડાં વિગેરે પણ હોય છે, એટલે તેઓ જો ધારે તો પોતાના પ્રમાણમાં કાંઇ કાંઇ કરી શકે તેમ છે. અને જેને એવું એવું કરવું ગમે તેવા પણ કેટલાક સજ્જનો હોય છે, પણ વાંધો ફક્ત એટલોજ છે કે આવી રીતે દિશા બતાવનારા, રસ્તા બતાવનારા તથા પાસે રહીને કામ લેનારા માણસો નથી. ને તેને લીધે આવી જાતના પરમાર્થ થતા અટકેલા છે પણ મને આશા છે કે નામદાર શહેનશાહ બાનુના જીવનના પરોપકારના દાખલાઓ ઉપલી જાતની અડચણો દૂર કરવામાં બહુ મદદગાર થઇ પડશે, માટે મહારાણી મેરીના પરમાર્થની હજી પણ કેટલીક વાતો સાંભળવાની મહેરબાની કરો.

લંડનમાં ઇસ્ટિએન્ડ નામે ગરીબ લોકોને રહેવાનો મહોલ્લો છે તે મહોલ્લામાં પ્રીન્સેસ મે પોતાનાં માતાજી સાથે ગરીબોને દાન આપવા માટે, દુખીઓને મદદ કરવા માટે તથા હૉસ્પીટાલોની મુલાકાત લેવા સારૂ જતાં હતાં. એ વખતે એવાં રાજવંશી બાઇને જોવા સારૂ ગરીબ લોકો હારદોર બેસી જતાં હતાં અને તેમને જોઇને આનંદના ઉભરાથી તેઓ હુરરેના પોકારો કરતાં હતાં. કારણ કે તેઓને એવો અનુભવ હતો કે જ્યારે જ્યારે આ રાજવંશી કુટુંબ પધારે છે ત્યારે ત્યારે અમોને કાંઇકને કાંઇક મદદ કરી જાય છે તેથી તેઓને આવતાં જોઇને ગરીબ લોકો બહુ રાજી થઇ જતાં હતાં.

પ્રિન્સેસ મે પોતાનાં માતાજી સાથે રીચમંડ પાર્કમાં ફરવા ગયાં હતાં, ત્યારે એક વખત ત્યાં કોઈ ગરીબ ડોશી ઝાડ નીચે પડેલાં સૂકાં

લાકડાં વીણતી હતી. એ વખતે તે ડોશી બહુ થાકી ગઈ હતી અને અતિશય ટાઢ હોવાથી હેરાન થતી હતી. તેને જોઇને મહારાણીજીને તથા તેમનાં માતાજીને દયા આવી તેથી મહારાણીજીનાં માતાજી ડચેસ ઓફ્ ટેકે પોતાની છત્રીવડે ઝાડ ઉપરથી લાકડાં પાડી આપ્યાં અને તેમનાં માનવંતાં પુત્રી પ્રિન્સેસ મે તે આપણાં હાલનાં મહારાણી પોતાને હાથે લાકડાં વીણવા મંડયાં અને ઝપાટાબંધ લાકડાંનો ભારો બાંધી આપી તે ગરીબ ડોસીને હસતે મોઢે રવાના કરી.

ડચેસ ઓફ્ ટેક જેવાં મોટાં માણસો ગરીબ ડોસીને લાકડાં પાડી આપે અને તેમની રાજકુંવરી તે વીણીને ભારો બાંધી આપે, એ કાંઇ નાની સૂની વાત નથી. એ દાખલામાંથી જો વિચાર કરે તો આપણી ઘણી બેનોનાં જીવન સુધરી શકે તેમ છે, અને મોટા માણસો પણ કેટલી હદ સુધી દયા કરી શકે છે તથા કેટલી હદ સુધી ગરીબોના દુઃખમાં ભાગ લઇ શકે છે. તે સમજવાનો આ બહુ સારો દાખલો છે.

એક વખત કુંવારાપણામાં મહારાણી મેરી પોતાનાં માતાજીની સાથે સેન્ટમોરીટસમાં રહેતાં હતાં. એ વખતે તે ગામમાં ઓચિંતી બહુ મોટી આગ લાગી અને જાણે હમણાં આખું ગામ બળીને રાખ થઇ જશે એમ લાગ્યું. તે વખતે નામદાર મહારાણી તથા તેમનાં માતાજી આગવાળી જગામાં ગયાં અને લોકોનાં બળતાં ઘરોમાંથી પોતાને હાથે સરસામાન બહાર કાઢવા લાગ્યાં. હવે વિચાર કરો કે જો આપણા દેશની કોઈ ગાલાવેલી શેઠાણીઓ હોય તો તે ભયંકર આગ વખતે ઊભાં રહે ખરાં કે? અને પારકા લોકોનો માલ બચાવવા આગમાં બળતાં ઘરોમાં જાય ખરાં કે? મહારાણી તથા તેમનાં માતાજી એટલુંજ કરીને અટકી ગયાં નહિ પણ જેઓને આગથી નુકશાન થયું હતું તેઓને દિલાસો દેવા માટે તેઓ બીજે દિવસે તેઓને ઘેર ગયાં અને આગથી થએલી નુકશાની માટે મદદ કરવા સારૂ તેઓએ ફંડ

ખોલવાની પ્રથમ શરૂઆત કરી. શું આ દાખલાઓ અનુકરણ કરવા યોગ્ય નથી ?

મહારાણી વિકટોટરીઆને ગાદીએ બેઠાંને પચાસ વર્ષ થયાં તેની ખુશાલી માટે ઇ. સ. ૧૮૮૭ માં જુબિલી હતી તે વખતે, પ્રિન્સેસ મેએ એટલે આપણાં હાલનાં મહારાણીએ બચ્ચાંઓને ઇનામો આપવા સારૂ ત્રણ હજાર રૂપીઆની રકમ ભેળી કરી હતી. અને એ રકમમાંથી ઘણાં બાળકોને જુબિલી વખતે તેઓએ રાજી કર્યાં હતાં. એ પછી મહારાજા એડવર્ડ જ્યારે ગાદીએ બેઠા ને તાજ પહેરવાની ક્રિયા કરી, તે વખતે પ્રિન્સેસ મેએ પોતાના માર્લબરો નામના મકાનમાં એક હજાર અનાથ છોકરાંઓને ખાણું આપ્યું હતું. અને એ છોકરાંઓ રાજી રહે તેવો બંદોબસ્ત રાખવા પોતાના ખાનગી કારભારીને ખાસ હુકમ કર્યો હતો તેથી છોકરાંઓને રમત ગમત માટે બહુ સારી તજવીજો થઇ હતી અને અનાથ બાળકો બહુ રાજી થયાં હતાં.

નિર્દોષ બાળકો ઉપર, ગરીબ બાળકો ઉપર, કુમળાં બાળકો ઉપર આવો પ્રેમ રાખવો એ બહુ મોટી વાત છે. અને એવા વાત્સલ્યભાવને અમે મોટો દૈવીગુણ સમજીએ છીએ અને એ માટે નામદાર મહારાણીના દાખલાથી એ દૈવીગુણ આપણી બેનોમાં ખીલે એમ હું ઇચ્છુ છું.

નામદાર મહારાણી મેરી તથા તેમનાં માતાજી એક બહુજ અગત્યનું કામ બજાવતાં હતાં. એ કામ ખાસ ધ્યાન ખેંચવા જેવું છે. અને તે એ કે ગરીબોની સ્થિતિ મોટા ઘરની સ્ત્રીઓ સમજી શકે ને જોઇ શકે તે સારૂ તેઓ ખાસ ચાહીને મેળાવડા કરતાં હતાં. એ મેલાવડા વખતે ઋતુ ગમે તેવી કઢંગી હોય તોપણ તેની દરકાર કરતાં નહિ અને એ કામ માટે ગમે એટલું દૂર જવું પડે તોપણ

તે જતાં હતાં તથા એ માટે પોતાની ઓળખાણ પિછાનવાળી લેડીઓને ત્યાં આવવા ખાસ ચાહીને આમંત્રણ કરતાં હતાં. એમ થવાથી ગરીબો અને શ્રીમંતો વચ્ચેની ઓળખાણ વધતી હતી, તેઓની વચ્ચે જોડાણ કરવામાં નામદાર મહારાણી એક પૂલ રૂપ થતાં હતાં. પોતાના રાજવૈભવોમાંથી ગરીબોને માટે આટલી બધી લાગણી રાખવી તથા આટલી બધી મહેનત લેવી એ કાંઈ નાની વાત નથી. પણ એ બહુજ ખુબીની વાત છે. અને અનુકરણ કરવા યોગ્ય છે.

મહારાણી મેરીનો એવો સ્વભાવ છે કે બને ત્યાં સુધી પોતાને માટે કોઇને તસ્દી આપવી નહિ. જ્યારે તેઓ પોતાનાં માતાજી સાથે ગામડામાં ફરતાં અને હોટલોમાં ઉતરતાં ત્યારે ખાણું લેવા માટે હમેશાં તેઓ નીચે ઉતરતાં. કોઇ દિવસ ટાઇમમાં ફેર પાડતાં નહિ, કે પોતાને માટે કોઇને ખોટી થવું પડે અથવા ખાસ તકલીફ લેવી પડે એમ કરતાં નહિ. તેમની એવી રીતભાત જોઇને અને વીશીવાળાને પણ તસ્દી ન પડે એવી તેઓની કાળજી જોઈને તેમની સાથે એ હોટેલમાં રહેવાવાળા બીજા મુસાફરો પણ અજબ થતા હતા. આ ગુણ પણ કાંઈ જેવો તેવો નથી. ઘણીએ શેઠાણીઓ નજીવી નજીવી બાબતો સારૂ બીજાઓને કેટલો બધો કંટાળો આપ્યાં કરે છે, એનો જેને અનુભવ હશે તેઓ મહારાણી મેરીના આ ગુણની કિંમત સમજ્યા વિના રહેશે નહિ. અને સાથે એમ પણ લાગશે કે જ્યારે વિલાયતની શહેનશાહ બાનુ પણ બીજા લોકોને ઓછામાં ઓછી તસ્દી પડે તેવી રીતે વર્તે છે, ત્યારે આપણે બીજાઓને વગર મફતનાં હેરાન કર્યા કરીએ તે શું વ્યાજબી છે? અને તેમાં પણ જેને કાંઇ પણ બદલો આપી શકતાં ન હોઇએ તેઓને પણ વગર મફતની તસ્દી આપ્યા કરીએ, એ શું યોગ્ય છે? એ સવાલ આપણે આપણા મનને પૂછવો જોઇએ. અને જો એ સવાલ ઉપર આપણે વિચાર કરીએ તો

નમદાર મહારાણીના એ ગુણ માટે આપણને માન ઉત્પન્ન થયા વિના રહેશે નહિ.

સ્ત્રીઓની શિવણ કામની મંડળી નામે એક બહુ મોટું ખાતું વિલાયતમાં ચાલે છે, એ કામ મહારાણીનાં માતુશ્રીએ પોતાની વૃદ્ધાવસ્થામાં શરૂ કરેલું હતું. એ મંડળી તરફથી શિયાળામાં હજારો ગરીબ લોકોને ગરમ લૂગડાંની મદદ મળે છે. તે મંડળના કામમાં નામદાર શહેનશાહ બાનુ બહુ આગેવાની ભર્યો લાભ લે છે અને બીજી સાધારણ સ્ત્રીઓની પેઠે એ મંડળની નિશાનીવાળી ફીત પોતાને હાથે બાંધીને હાથમાં કાતર લઇને કપડાં વેતરવા મંડે છે. પોતે જાતે આ મંડળ માટે આટલી બધી મહેનત લે છે એટલુંજ નહિ પણ રાજકુમારો તથા કુંવરી પણ તે કામમાં મદદ કરે છે, અને બીજાં રાજવંશીઓ પણ એ શિવણ કામની મંડળીમાં ભાગ લે છે.

બંધુઓ! નામદાર મહારાણી કાંઈ આવા એકજ કામમાં ભાગ લઇને અટકી રહેતાં નથી પણ જે છોકરીઓનાં માબાપો કેદખાનું ભોગવતાં હોય તેવી છોકરીઓને રહેવા માટે સારાં મકાનો બંધાવવાના કામમાં તથા કેદીઓની છોકરીઓને નીતિના રસ્તામાં ચલાવવા માટે જે જે ઉપાયો કરવા જોઇયે તે કરવામાં પણ તે નામદાર બહુજ ધ્યાન આપે છે એટલુંજ નહિ પણ તહેવારોને દિવસે એવી છોકરીઓને માટે રાજકુટુંબ તરફથી ઘણી જાતની નાની મોટી ભેટો મોકલવામાં આવે છે અને જેમ બને તેમ કેદીઓની છોકરીઓનું જીવન ઉપયોગી તથા પવિત્ર થાય એવા ઉપાયો લેવામાં આવે છે.

જે સ્ત્રીઓને આખો દિવસ અતિશય મહેનત કરવી પડે છે તેવી મજૂર વર્ગની સ્ત્રીઓને શાન્તિ ભોગવવાની સારી જગ્યાઓ ન હોવાથી તેઓની તંદુરસ્તી બગડે છે અને તેઓની જીંદગી ટુંકી થાય

છે. એવી ગરીબ વર્ગની મહેનતુ સ્ત્રીઓને આરામ આપવા માટે મહારાણી મેરીનાં દયાળુ માતુશ્રી ડચેસ ઑફ ટેકે પોતાના ભાઇની જાગીર ઉપરના મકાનમાં આરામગૃહ સ્થાપવાની શરૂઆત કરી હતી. એ આરામગૃહમાં લંડનના ગરીબ ભાગમાંથી મજૂર વર્ગની સ્ત્રીઓને લાવીને પંદર દિવસ સુધી રાખતાં હતાં. એ વખતે પોતાનાં માતાજીની સાથે મહારાણી મેરી પોતે પણ આ સ્ત્રીઓની સંભાળ લેતાં હતાં. એટલુંજ નહિ પણ એવી ગરીબ સ્ત્રીઓને ઓઢવાની, પાથરવાની વિગેરે ઘણી સગવડો પોતે પોતાને હાથે કરી આપતાં હતાં. એ પછી મહારાણીનાં માતુશ્રી ડચેસ ઑફ ટેક જ્યારે સ્વર્ગવાસી થયાં ત્યારે તેમની યાદગીરી રાખવા માટે પ્રજા તરફથી ફંડ થયું હતું. તે ફંડમાંથી ઓગનોરમાં મહારાણીએ આરામગૃહ બંધાવેલું છે. એ આરામગૃહની ઉપર મહારાણી પોતે બહુ સારી દેખરેખ રાખે છે. અને શિયાળાના વખતમાં જ્યારે મજૂર વર્ગની સ્ત્રીઓ એ મકાનમાં રહેવા આવવાની ન હોય ત્યારે શિક્ષણનું કામ કરતી સાધારણ વર્ગની સ્ત્રીઓને જગ્યાના ફેરફાર માટે વગર ભાડાએ તે મકાન વાપરવા દેવામાં આવે છે. આ શિવાય બીજાં પણ પરમાર્થનાં અનેક કામોમાં નામદાર મહારાણી ભાગ લે છે. એ બધાંની જો ખરી હકીકત જાણીએ તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ. અને એમજ લાગી આવે કે આટલે બધે ઠેકાણે તે તેઓ કેમ પહોંચી શકતાં હશે અને આટલું બધું કામ તે તેઓ કેમ કરી શકતાં હશે! જેના જીવનનાં પરમાર્થના કામ માટે આવી અજાયબી લાગે તેનું જીવન શું અનુકરણ કરવા યોગ્ય નથી? બેશક મહારાણી મેરીનું જીવન અનુકરણ કરવા યોગ્ય છે અને એમાંથી જેટલો સાર લેવા ઇચ્છીયે તેટલો સાર લઇ શકાય તેમ છે.

પરમાર્થની બાબતમાં આપણા દેશની સ્ત્રીઓએ હજી ઘણુંજ કરવા જેવું છે, કારણકે એ લાઇનમાં હજી આપણી બ્હેનો બહુજ પાછળ છે અને તેનાં ઘણાં કારણો છે. પણ હવે જેમ જેમ કેળવણી વધતી જાય છે તેમ તેમ ઘણી જાતની અડચણો દૂર થતી જાય છે. એટલે હવે આપણી બ્હેનો છૂટથી પરમાર્થના કામોમાં ભાગ લઈ શકે એવો વખત આવતો જાય છે. એટલે એવા શરૂઆતના વખતમાં ઉત્તેજન તથા ઉત્સાહ મેળવવા માટે નામદાર શહેનશાહ બાનુનો દાખલો બહુ અસરકારક થઇ પડશે એમ હું ધારૂં છું. આ પરમાર્થની બાબત એ મારો પ્રિય વિષય છે. વળી એ બાબત એટલી બધી મોટી છે અને નામદાર મહારાણીના જીવનમાં એ બાબત એટલી બધી મુખ્ય છે કે તે માટે જેટલું કહેવા માગીએ તેટલું કહી શકાય તેમ છે, પણ આ ઠેકાણે તો બહુ ટુંકામાંજ મુખ્ય મુખ્ય વાતો કહેવાની છે એટલે જાણવા લાયક ઝીણી ઝીણી હકીકતો છોડી દેવી પડે છે.

---

# સુબોધ રત્નાકર.

**મજબૂત પૂઠું, પૃષ્ટ ૨૮૮ કિં. ૦।~।। પોષ્ટેજ ૦)~।।**

નીતિ, ધર્મ, ભક્તિ વગેરેનો ઉપદેશ, વાર્તાઓ તથા દ્રષ્ટાંતોના રૂપમાં આપવાથી તે બહુજ રૂચિકર થઈ પડીને મનપર તેની અસર ઝટ અને બહુ ઉંડી થાય છે. આ પુસ્તકમાં એજ પ્રકારનાં રત્નરૂપ ૧૦૫ દ્રષ્ટાંતો છે. અને તે દરેક દ્રષ્ટાંતની છેવટે તેનો સારાંશ તથા પ્રસંગને બેસતાં આવે એવાં ભજનો આપેલાં છે.

# સુબોધ રત્નમાળા છત્રીશી.

**૧૨ પેજી પૃષ્ટ ૭૦૦ કિં. ૦।।। પાકું ૦।।।= પો. ૦)≈**

આ પુસ્તકમાં ૩૬ માળાઓ તેના કર્તા જેસંગ કવિએ આપેલી છે, અને તે દરેક માળા મનહર, કુંડળીયા, વસંતતિલકા, સવૈયા એકત્રિશા, છપ્પા, ચંદ્રાવળા, ઇંદ્રવિજય, દુમિલા, ગીતિ, શિખરિણી, સોરઠા, ઉપેન્દ્રવજ્રા, એમાંના એકેક જાતના ૧૦૮ છંદોમાં સરળ અને અસરકારક શૈલીમાં રચાયલી છે, જે વાંચવાથી સમાજની હાલની ધાર્મિક, સામાજીક, આર્થિક વિગેરે જુદી જુદી સ્થીતિઓને લગતા જુદા જુદા સેંકડો વિષયોપર મનોરંજક વિવેચન સાથે સુબોધ અને આનંદ મળે છે. કાગળ અનગ્લેજ છે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કાલબાદેવી—મુંબઈ.**

## ( ૧૫ ) કામ લેવાની મહારાણીજીની યુક્તિ–નવરી રહેનારી શેઠાણીઓને શરમાવનારી બાબત.

તમે સાંભળીને અજબ થશો કે અનાથ બાલકોને આપવા માટે દર વરસે સાઠ ઝભ્ભાઓ નામદાર મહારાણી મેરી પોતાને હાથે ગુંથીને તૈયાર કરે છે. હવે વિચાર કરો કે સાઠ ઝભ્ભાઓ ગુંથવા એ કેટલી બધી મહેનતનું કામ છે? ને એ માટે કેટલો બધો વખત લેવો જોઇએ? પોતાની અનેક જંજાળોમાંથી એટલો વખત તેઓને કેમ મળતો હશે! અને અનેક પ્રકારના વૈભવો તથા મોજમજા વચ્ચે એટલી બધી મહેનત કરવાનું નામદાર મહરાણીથી કેમ બની શકતુ હશે! એ વિચારવા જેવી વાત છે. એ માટે નામદાર મહારાણીને કોઇએ પૂછયું હતુ કે સાઠ ઝભ્ભાઓ ગુંથવાનું કઠિન કામ આપનાથી કેમ બની શકે છે? ત્યારે તેમણે કહ્યું કે હું મારા દરેક ઓરડામાં ગુંથવાનો એકેક ઝભ્ભો રાખી મૂકું છું એટલે જ્યારે જૂદા જૂદા ઓરડામાં જૂદા જૂદા કામ સારૂ જવું પડે ત્યારે ત્યાં જે થોડી ઘણી મીનીટો–વખત મળે તેટલી વાર હું ગુંથવાનુંજ કામ કર્યા કરૂં છું. એ સિવાય સાંજે અમે બેસીએ છીએ ત્યારે મારા પતિ મારી પાસે સારાં સારાં પુસ્તકો વાંચે છે અને હું તે સાંભળતે સાંભળતે ઝભ્ભા ગુંથવાનું કામ કર્યા કરૂં છું.

શું આ દાખલો નમુનેદાર અને અસરકારક નથી? શહેનશાહબાનુ પોતે પોતાને હાથે દર વરસે અનાથ બાળકોને માટે સાઠ ઝભ્ભાઓ ગુંથી આપે એ શું આશ્ચર્યકારક નથી? અને એ શું આપણી નવરી બેસી રહેનારી શેઠાણીઓને શરમાવનારી બાબત નથી?

આપણી બ્હેનો આવાં શુભ કામો કરી શકતી નથી તેનું એક મુખ્ય કારણ એ છે કે તેઓને વખતની કિંમત નથી. તેથી ખાવા-પીવામાં, સૂવા બેસવામાં અને મોજમજામાં અને આળસુ થઇને પડી

રહેવામાંજ પોતાનો અમૂલ્ય વખત ગુમાવી દે છે, કારણકે વખતની કિંમતજ નથી એટલે કલાકો, દિવસો, મહિનાઓ અને વરસોની પણ ગણુતરી નથી. ત્યાં વળી મીનીટોની ગણુતરી તે કોણ કરે ? આવા હાલ હોવાથી તેઓને પરમાર્થનાં કામો કરવા વખત મળતો નથી. બીજું એ કે વખતની કિંમત ન હોવાથી આપણા દેશની મોટા ઘરની સ્ત્રીઓ આળસાઇમાં પોતાનો વખત ગુમાવી દે છે, એટલે આળસાઇને લીધે તેઓની તંદુરસ્તી બગડે છે, તથા ઉપયોગી કામોમાં પોતાનો વખત ન રોકે તેથી હલકી જાતના વિચારોમાં, ખરાબ વાતોમાં અને પારકી નિંદા કરવામાં તેઓનો વખત જાય છે. એથી તેઓની જીંદગી હલકા પ્રકારની થઈ જાય છે. કારણકે જેવી ભાવના તેવું ફળ મળે છે. અને જે બાઇઓ મલિન વિચારોમાં તથા હલકી જાતની વાતોમાં રહેતી હોય, તેઓના જીવનમાં ઉત્તમતા ક્યાંથી હોય ? આ બધામાંથી છૂટવાનો સૌથી સહેલો ઉપાય એ છે કે વખતની કિંમત સમજવી અને નામદાર મહારાણીની પેઠે દરેક ક્ષણો ઉદ્યોગી જીંદગી ગાળવામાં જાય એમ કરવું જોઇએ. જો નામદાર મહારાણીના જીવનમાંથી વખતનો સદુપયોગ કરવાનું કામ શીખીએ તોપણ તેથી આપણા દેશને બહુ મોટો ફાયદો થઈ શકે તેમ છે. માટે નામદાર શહેનશાહ બાનુના જીવનમાંથી આપણે આવો આવો સાર લેવો જોઇએ. અને જ્યારે એવો સાર લઇએ ત્યારેજ જીવનચરિત્રો વાંચ્યાની સાર્થકતા થાય છે.

## (૧૬) બિમારોને દિલાસો આપવાની નવી ઉત્તમ રીત.

મહારાણી મેરીના જીવનમાં જે બહુજ મીઠાશની વાત છે તે એ છે કે ગરીબ માંદાં માણુસો તરફ તેઓ બહુજ દિલસોજી ધરાવે છે અને બિમારોને દિલાસો આપવા માટે તેઓ ઘણા પ્રકારની યુક્તિઓ વાપરે છે, તેમાંની એક બાબત ખાસ ધ્યાન આપવા જોગ અને આપણા દેશમાં દાખલ કરવા જોગ છે. તે બાબત એ કે બિમાર માણુસ

પાસે જઇને તેઓ તેને પોતાની વાડીમાં થયેલાં ફૂલનો પોતાને હાથે બનાવેલો તોરો ભેટ આપે છે. એ તોરાની અંદર કાગળની એક સુંદર પટી લટકાવેલી હોય છે અને તે પટીમાં ધર્મશાસ્ત્રમાંથી ચૂંટી કાઢેલું દિલાસાનું વચન હોય છે. તે વાંચવાથી અને પોતાની રાણીને હાથે પોતાને તોરો મળવાથી દરદીને બહુ આનંદ થાય છે. તેથી તે એ વખતે પોતાનું દુઃખ ભૂલી જાય છે અને પોતાને માટે જે આટલી બધી લાગણી ધરાવે તેઓને માટે માન તથા પ્રેમ ઉત્પન્ન થાય છે. એટલે એ વિચારમાં દરદી પોતાનું દુઃખ ભૂલી જાય છે અને એ વિચારની લાગણી નરમ પડે ત્યારે પેલું શાસ્ત્રનું વચન યાદ આવી જાય છે, એટલે તે વચનમાંની ભાવનાઓ સાથે દરદી રમ્યાં કરે છે તેથી તેનું ઘણું દુઃખ ઓછું થઈ જાય છે અને જો એની એ ભાવનામાં તેનું મોત થાય તો તેને બહુ શાન્તિ મળે છે. માટે આપણે પણ મહારાણી મેરીની એ ઉત્તમ રીતિ શરૂ કરવી જોઇએ અને તે પ્રમાણે વર્તવાની કોશીશ કરવી જોઇએ. જેમકેઃ—

૧. જે માણસ થોડો ઘણો ભક્ત હોય પણ દુઃખને લીધે કાયર થઈ ગયો હોય અને તેનાથી બરોબર ભજન ધ્યાન ન બનતું હોય તેથી એવો અફસોસ કરતો હોય કે હે પ્રભુ! હવે મારૂં શું થશે! તેવા દરદીની પાસે જો કોઇ સારો ધર્મગુરૂ અથવા આબરૂદાર મોટા માણસ કે મોટા ઘરની કોઈ બહુ જાણીતી ભલી બાઇ જઇને કહે કેઃ—

**कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥**

અધ્યાય ૯ શ્લોક ૩૧.

પ્રભુ કહે છે કે હે અર્જુન! તું ઠરાવ કરીને ઢોકી બજાવીને સિદ્ધાંતપૂર્વક કહે કે ભગવાનના ભક્તોનું ભૂડું થતુંજ નથી.

આવાં શાસ્ત્રનાં વચનો જો એવે વખતે સંભળાવવામાં આવે અથવા ફૂલના ગજરાની સાથે એવી જાતની છાપેલી સુંદર પટી કે

કોઈ એવી જાતના દરદીને મોકલવામાં આવે તો બેશક તેને બહુજ ફાયદો થાય છે.

આપણે આપણાં બિમાર સગાંવહાલાંઓ પાસે જઇને નકામી નકામી વાતો કરીએ છીએ, તેઓના રોગ માટે તેમને ડરાવીએ છીએ, કોઈ કોઈ જાતના વહેમ તેઓના મનમાં દાખલ કરીએ છીએ અને નબળાઈની વાતો કરીને તેઓની પાસે રોઇ પડીએ છીએ તથા તેઓને રોવરાવીએ છીએ તેને બદલે જો આવી જાતનાં ગીતાનાં વચનોથી તેઓને શાંતિ આપવાનું કામ કરતા હોઇએ તો કેવું સારૂં! ખચીત એ કામ કરવા લાયક છે. અને મહારાણી મેરીના જીવનમાંથી એ બાબત શીખવા લાયક છે. એટલુંજ નહિ પણ ફૂલના ગજરા સાથે આવી જાતનાં શાસ્ત્રનાં વચનો લખવાની યુક્તિ આપણા દેશમાં તદ્દન નવી છે એટલે તે બાબતમાં કેમ કામ લેવું તે ઘણા લોકોને આવડે નહિં માટે જરા લંબાણથી આ ઠેકાણે ઘણા દાખલાઓ બતાવવાની મારી ઇચ્છા છે, કારણકે ઘણા દાખલા જોવાથી બીજા નવા દાખલા શોધવા માટે કેટલાક લોકોને રસ્તો મળી શકશે. માટે હજી આવી જાતના બીજા વધારે દાખલાઓ કહું છું. જેમકેઃ–

૨. જે માણસે પાપ કર્યાં હોય તેથી મંદવાડ વખતે પસ્તાતો હોય, તેને કહેવું કેઃ–

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ।।**

અધ્યાય ૯ શ્લોક ૩૦.

ગમે તેવો પાપી માણસ હોય પણ જો તે અનન્યભાવથી મને ભજે તો તેને સાધુ સમજવો, કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો છે. આમ પ્રભુ કહે છે માટે તમે ફીકર કરો માં. જ્યારથી તમારા મનમાં

પાપ માટે ખરો પશ્ચાત્તાપ થયો છે અને પ્રભુ માટે જ્યારથી તમને સાચી તાલાવેલી લાગી છે ત્યારથી તમારાં પાપ કપાઇ ગયાં છે એટલે હવે તમે અગાઉના જૂના પાપી નથી. પણ હવે તો તમે ખરેખરા ભક્તજ છો. કારણ કે તમારા નિશ્ચયો હવે બદલાઈ ગયા છે. માટે હવે આગલાં પાપોનો અફ્સોસ કર્યા કરો માં, હવે તો તમે ભક્ત છો અને ભકતોનું ભૂડું થાયજ નહિ. આવી રીતે તેઓને દિલાસો આપવો જોઇએ.

૩. જે બિમાર માણસ પોતાના કામોની ગણત્રી કર્યા કરતો હોય અને કહેતો હોય કે મેં આ કર્યું, મેં આ કર્યું, મેં આ કર્યું ને હજી આ કામ કરવાનું રહી ગયું છે. એવી એવી કલ્પના કર્યા કરતો હોય અને એવી વાતો કર્યા કરતો હોય તેવા દરદીને કહેવું કેઃ—

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यासि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥**

અધ્યાય ૯ શ્લોક ૨૭.

પ્રભુએ એમ કહેલું છે કે હે અર્જુન ! તું જે કાંઇ કામ કરે, જે કાંઈ ખાય, જે હોમ કરે, જે દાન કરે ને જે તપ કરે તે બધું મને અર્પણ કર. આવી રીતે પ્રભુને અર્પણ કરવું જોઇએ. તેને બદલે તમે મેં કર્યું, મેં કર્યું શું કરો છો ?! એ બધી વાતો લોકોના વહેવારમાં જ્યારે જરૂરની હતી ત્યારે ઠીક હતી, પણ હવે જ્યારે આખર વખત આવ્યો છે, ત્યારે એવા વિચારોમાં શું પડયા રહો છો ? હવે તો એવા અભિમાનના વિચારોને લાત મારો અને બધી લગામ પ્રભુના હાથમાં સોંપી દો. આવા વખતે હવે મેં કર્યું, હોય કે ? એ ગણત્રી કોને બતાવવી છે ? હવે તો પ્રભુના હુકમ પ્રમાણે બધાં કર્મો તેને સોંપી દો.

૪. જે દરદી માણુસ દાન કરી શકે તેવો શક્તિવાળો હોય છતાં પણુ લોભીઆ સ્વભાવને લીધે કાંઈ ન કરી શકતો હોય તેવા વૃદ્ધ બિમાર ગૃહસ્થને કહેવું જોઇએ કે:—

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥**

અધ્યાય ૯ શ્લોક ૨૬.

પ્રભુ કેવા દયાળુ છે એ તમે જાણો છો? પ્રભુ કહે છે કે જે માણુસ પ્રેમપૂર્વક મને પાંદડાં, ફૂલ, ફળ કે પાણી અર્પણુ કરે છે, તે હું પ્રેમપૂર્વક સ્વીકારૂં છું. માટે હવે તો તમારી સ્થિતિના પ્રમાણુમાં કાંઇક પત્ર પુષ્પ પ્રભુને નામે અર્પણુ કરો. હવે છેલ્લે કાંઠે પહોંચીને પૈસાનો બહુ મોહ રાખો માં. પછવાડેથી થાય તે કરતાં હાથે કરીને કાંઇ થાય તેનો આનંદ ઘણો વધારે છે, માટે હવે વીલ કરવાની તૈયારી કરો. કારણુ કે દેહ ક્ષણુભંગુર છે. અને જો જીવતા હોઇએ તો ફરીથી તેમાં મરજી મૂજબ ફેરફાર કરી શકાય તેમ છે, માટે હુંશિયારીમાં હોઇએ ત્યાં સુધીમાં કાંઈ બે આંકડા લખી મૂકવા એ સારી વાત છે; કારણુ કે આવી છેવટની તક પણુ જો હાથમાંથી જાય તો પછી પ્રભુને અર્થે પત્ર પુષ્પ ક્યારે આપી શકાય? માટે હવે તો ચેતવાનો વખત છે એમ ચોખ્ખી રીતે જણાવવું જોઇએ.

૫. જે ત્યાગી હોય અથવા ત્યાગી જેવી વૃત્તિના હોય, પોતે સમજુ હોય, શાસ્ત્રનો અભ્યાસ કરેલો હોય અને ધર્મમાં ચિત્ત હોય છતાં પણુ છેવટના મંદવાડ વખતે જેના મનમાં કોઈ પણુ જાતનો ભેદભાવ રહેતો હોય તેને કહેવું જોઇએ કે:—

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥**

અધ્યાય ૪ થો, શ્લોક ૨૪.

આવી રીતે બધું બ્રહ્મરૂપ છે. માટે હવે ભેદ બુદ્ધિ રાખો માં. હવે તો સર્વ ઠેકાણે એકજ તત્વ જુઓ. અને એમાંજ જીવ રાખો. હવે તમારા જેવા જ્ઞાનીને આવા ભેદભાવના વિચારો યોગ્ય લાગે નહિ અને તેમાં પણ મંદવાડ વખતે તો એવા વિચારો જોઇએજ નહિ. અત્યારે તો બ્રહ્માકાર વૃત્તિજ જોઈએ.

૬. જે હરિજનને પોતાના છેવટના મંદવાડ વખતે એમ લાગતું હોય કે અરરર! હવે મારાં બાઇડી છોકરાંનું શું થશે? તેઓ પોતાનું ગુજરાન કેમ ચલાવશે? આવી ફીકર થતી હોય તેઓને ફૂલના તોરા સાથે કોઈ મહાત્મા શ્રીમદ્ ભગવદ્ગીતાનુ નીચેનું વચન લખી મોકલે, તો તેને એ વખતે શાન્તિ મળ્યા વિના રહે નહિ, કારણ કે ભકતો ઉપર પ્રભુના કોલની અસર તુરતજ થાય છે. માત્ર ખરે વખતે તેને યાદી આપી દેવી જોઇએ. જેમકે—

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

અધ્યાય ૯, શ્લોક ૨૨.

પ્રભુએ કબુલાત આપેલી છે કે જે ભકતો અનન્ય ભાવથી મારૂં ચિંતવન કરે છે અને સારી રીતે મારી ભક્તિ કરે છે, તેવા લાયક ભકતોના યોગ ક્ષેમનો ભાર હુ ઉપાડું છું; એટલે કે તેઓને જે ચીજની જરૂર હોય તે હું તેને પૂરી પાડું છું. અને જે તેની સાચવવા લાયક વસ્તુઓ હોય તેનું હું રક્ષણ કરૂં છું.

પ્રભુનો આવો કોલ હોવાથી તમારા જેવા ભકતોને હવે ફીકર કરવાની જરૂર નથી, હવે તો ભગવાનમાંજ જીવ રાખો. એટલે તેનાં કામ તે ઉકેલશે.

૭. મંદવાડ વખતે મનમાં જ્યારે અનેક જાતના સંકલ્પ વિકલ્પ થતા હોય અને મનમાં કાંઇક કાંઇક કલ્પનાઓ ઉઠતી હોય ત્યારે

બુદ્ધિ ગુંચવાઇ જાય છે અને કાંઈ નિર્ણય થઇ શકતો નથી તેથી દરદીનો જીવ બહુ ગભરાયાં કરે છે એવે વખતે તેને શાન્તિ આપવા માટે કહેવું જોઇએ કે:-

**कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।**
**यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥**

અધ્યાય ૨, શ્લોક ૭.

બંધુ ! આવી દશામાં તો ભક્તો પ્રભુને કહે છે કે હે પ્રભુ ! દીનતાને લીધે મારો સ્વભાવ બગડી ગયો છે તેથી ધર્મની બાબતો સમજવામાં હું બહુ મૂઢ બની ગયો છું. માટે જેમાંથી મારૂં કલ્યાણ થાય તે વાત મને કહો, કારણ કે હું આપનો શિષ્ય છું અને આપને શરણે આવેલો છું માટે મને ઉપદેશ કરો.

આ પ્રમાણે જો ખરેખરા પ્રેમથી ને પૂરેપૂરી નમ્રતાથી પ્રભુને કહેવામાં આવે અને ખરેખરી રીતે તેનું શરણ લેવાય તથા તેના શિષ્ય થવાય તો તુરતજ અંતરમાંથી પ્રેરણા થાય છે, અને સાચો રસ્તો મળી જાય છે. તેથી મનની બધી મુંઝવણ મટી જાય છે અને શ્રદ્ધાવાળા દરદીને શાન્તિ મળી જાય છે.

૮. જે માણસને પોતાના શરીરનો બહુ મોહ રહેતો હોય અને મરણથી બહુ ડરતો હોય તેવા રોગીને સમજાવવો કે:-

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥**

અધ્યાય ૨, શ્લોક ૨૨.

જેમ માણસો જુનાં લૂગડાં તજીને બીજાં નવાં લૂગડાં પહેરે છે તેમ જુનાં શરીરોને તજીને જીવાત્મા બીજાં નવાં શરીરોમાં જાય છે.

આમ હોવાથી દેહનો મોહ રાખવો એ કાંઈ ઠીક વાત નથી. કારણ કે એવા તો અનેક દેહ મળી ગયા છે. અને જો હજી પણ નહિ ચેતીએ તો અનેક દેહો મળ્યા કરશે. કારણ કે દેહ એ તો નાશવંત વસ્તુ છે. માટે એવી નાશવંત વસ્તુનો તમારા જેવા સમજુ માણસે શા માટે મોહ રાખવો જોઇએ ? માટે દેહના મોહની વાત મનમાંથી કાઢી નાંખો અને હું તો આત્મસ્વરૂપ છું એમ નિશ્ચય કરી લ્યો. એટલે તમને દેહનો અફસોસ થશે નહિ. આવી રીતે યોગ્ય શબ્દોમાં યોગ્ય વખતે જો સમજાવવામાં આવે તો સંસ્કારી જનો ઉપર તેની બહુજ સારી અસર થાય છે એમાં કાંઇ પણ શક નથી.

૯. જે ભક્તને પોતાના આખરના મંદવાડ વખતમાં એમ લાગતું હોય કે અરે ! હાય હાય ! મારાથી બહુ ભૂલો થઈ ગયેલી છે. સૂતાં, બેસતાં, ઉઠતાં, ખાતાં, પીતાં અને એવીજ રીતે બીજા ઘણા પ્રસંગોમાં મારાથી ઘણી ભૂલો થઈ ગયેલી છે તેનું નિવારણ કેમ થશે ? એ અપરાધની માફી કેમ મળશે ? એમ જેને લાગતું હોય અને તેથી દુ:ખી થતા હોય તેવા ભક્તોને કહેવું જોઇએ કે:–

**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।**
**एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामयेत्वामहमप्रमेयम् ॥**

અધ્યાય ૧૧, શ્લોક ૪૨.

હે પ્રભુ ! રમત ગમ્મતમાં, સૂતી વખત, જમતી વખત અને એકાંતમાં તથા બીજાઓની રૂબરૂમાં પણ મારાથી આપની ઘણી ભૂલો થઇ ગયેલી છે માટે હે પ્રભુ ! તે બધી ભૂલોની હું આપની પાસે માફી માગું છું.

આવી રીતે પ્રભુની માફી માગવાથી ભક્તોના મનનો ભાર જરા હલકો થાય છે પણ તેને તૃપ્તિ થતી નથી તેથી હજી વધારે માફી માગવા માટે તેઓને કહેવું જોઇએ કે:—

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।**
**पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥**

અધ્યાય ૧૧, શ્લોક ૪૪.

હે પ્રભુ! મેં આવા અપરાધો કરેલા છે માટે શરીરને નમાવીને હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે હે પ્રભુ! તમે પ્રસન્ન થાઓ અને જેમ બાપ પોતાના દીકરાના અપરાધ માફ કરે છે, મિત્ર પોતાના મિત્રના અપરાધ માફ કરે છે અને પતિ પોતાની વહાલી પ્રિયાના અપરાધ ખમી લે છે, તેમ તમે મારા અપરાધ ખમી લ્યો, ને મને માફ કરો.

લાયક ભક્તોને જ્યારે ખરે વખતે શાસ્ત્રનાં આવાં વચનો મળી આવે છે ત્યારે તેઓમાં ઘણું બળ આવી જાય છે, એમાંથી તેઓને રસ્તાઓ મળી જાય છે, અને એથી આગળ જતાં તેઓને બહુજ ફાયદો થાય છે. માટે બિમાર માણસોને દિલાસો આપવાની સાચી તકો લેવી જોઇએ.

૧૦. જે દરદીને ભય લાગતો હોય અને એવા વિચારો આવતા હોય કે હમણાં મારા ગ્રહ સારા નથી. માટે હું આ મંદવાડમાંથી બચીશ નાહ. હું જ્યારે અહિં આવ્યો ત્યારે સારા શુકન થયા ન્હોતા આ મંદવાડ બહુ વધતો જાય છે. આવી રીતે ભયમાં ને ભયમાં જે દરદી હેરાન થયાં કરતો હોય તેને કહેવું જોઇએ કે:—

**अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।**

અધ્યાય ૧૬, શ્લોક ૧ લો.

અભયપણું એ દૈવી સંપત્તિનું મુખ્ય અંગ છે, અને બીકણપણું

એ તો આસુરી સંપત્તિની વાત છે. માટે તમારા જેવા હરિજનોથી બ્હીવાય નહિ. અને શુકન ફુકનને મનાય નહિ. કારણકે એવી વાતોમાં ભરૂસો રાખવો તે અનાશરો કહેવાય છે અને તમારા જેવા વૈષ્ણવોએ કાંઈ અનાશરો રખાય નહિ. તમારે તો અભયપણુંજ રાખવું જોઇએ અને "મારી દોરી તારે હાથ" એમ સમજી માલિકની મરજીને આધીન થવું જોઇએ.

૧૧. જે માણસ પોતાની બિમારીના વખતમાં પોતાની મુસ્કેલીઓના વિચારો કર્યા કરતો હોય તેને કહેવું જોઇએ કે તારી મુસ્કેલીઓમાં શું મોટી વાત છે? એ તો એક ફુંક ભેળી ઉડી જાય તેમ છે. પણ તેમાં સરત એટલી કે પ્રભુમાં ચિત્ત રાખવું જોઇએ કારણકે પ્રભુએ કહેલું છે કેઃ—

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**

**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥**

અધ્યાય ૧૮, શ્લોક ૫૮ મો.

મારામાં ચિત્ત રાખવાથી મારી કૃપાને લીધે તુ સર્વ દુઃખોને તરી જઈશ અને જો અહંકારને લીધે મારૂં કહ્યું માનીશ નહિ તો તારી ખરાબી થશે.

બોલો હવે તમને શું ગમે છે? ખરાબી થાય તે ગમે છે કે પ્રભુની કૃપા ઉતરે અને સર્વ આફ્તો દૂર થાય તે ગમે છે? જો બધી જાતની મુસ્કેલીઓમાંથી બચવું હોય તો પ્રભુમાં ચિત્ત રાખો. શું તમારા જેવા ભક્તથી એટલું પણ નહિ બની શકે?

આવી રીતે જો યુક્તિપૂર્વક સમય જોઇને સમજાવવામાં આવે તો ઘણાએ બિમાર માણસોને એથી બહુ ફાયદો થાય છે.

૧૨. જે ભક્ત ભગવાનમાં ચિત્ત રાખતા હોય અને મંદવાડ વખતે પણ શાન્તિમાં રહેતા હોય તેઓને તેમની એ સ્થિતિમાં ઉત્તેજન આપવા સારૂ કહેવું જોઇએ કે:—

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**

**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥**

અધ્યાય ૧૮, શ્લોક ૭૮ મો.

જ્યાં આકર્ષણ કરનારા અને આનંદ આપનારા યોગીઓના પણ ઇશ્વર શ્રીકૃષ્ણ હોય અને જ્યાં પુરૂષાર્થ કરનારા અર્જુન હોય એટલે કે તમારા જેવા મચ્યા રહેનારા ભક્તો હોય તે ઠેકાણેજ અચળ લક્ષ્મી હોય છે, ત્યાંજ પૂરેપૂરો વિજય હોય છે, ત્યાંજ ખરેખરી સંપત્તિ હોય છે અને ત્યાંજ અચળ નીત હોય છે એમ હું માનું છું. માટે તમારે તો આનંદ, આનંદ અને આનંદજ છે. અહિં પણ આનંદ ને ત્યાં પણ તમારે માટે તો આનંદજ છે. કારણ કે જ્યાં પ્રભુ હોય ત્યાં શેની ખોટ હોય? માટે તમે તો ધનભાગ્ય છો.

આવી રીતનાં ગીતામાંથી સેંકડો દ્દષ્ટાંતો મળી શકે તેમ છે. અને તેનો જો પ્રસંગને અનુસરીને યોગ્ય વખતે યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો લાખો દરદીઓને તેથી શાન્તિ આપી શકાય તેમ છે અને તેમ છતાં એમાં કાંઇ મોટું ખર્ચ કરવાનું નથી. કે એમાં કાંઇ મોટી મજૂરી કરવાની નથી. માત્ર થોડીક લાગણી ખીલવવાનું કામ છે. શું એટલું પણ આપણાથી ન બને? અને શું મહારાણી મેરીના જીવનમાંથી એટલો પણ ઉપદેશ ન લઇ શકીએ? જો આટલો ઉપદેશ લઇએ તો તેમાંથી પણ આપણું પોતાનું તથા બીજા ઘણા માણસોનું ભલું થઇ શકે તેમ છે.

**(૧૭) પોતાનાં બાળકો ઉપર અતિશય હેત રાખવું જોઇએ.**

નામદાર મહારાણીને પોતાનાં બાળકો ઉપર અતિશય પ્રેમ છે. કારણ કે જેને બીજાનાં બાળકો ઉપર, ગરીબો ઉપર તથા દુઃખીઓ ઉપર પ્રેમ હોય તેને પોતાનાં બાળકો ઉપર પ્રેમ હોય તેમા કાંઈ નવાઈ નથી. પોતાનાં બાળકો ઉપર અતિશય પ્રેમ છતાં પણ નામદાર મહારાણી તેમને ખોટાં લાડ લડાવતાં નથી, તથા તેમની કેળવણીમાં ઢીલાપોચાપણું રાખતાં નથી. પણ જેમ બને તેમ ઉંચામાં ઉંચા પ્રકારની ભલમનસાઇવાળી કેળવણી તેઓને આપે છે.

નામદાર મહારાણીને નામદાર શહેનશાહની સાથે ઘણી વખત મુસાફરીમાં જવું પડે છે એ વખતે પોતાનાં બાળકોથી જુદું પડવું તેઓને બહુ લાગી આવે છે પણ પ્રજાના તથા રાજ્યના ભલાને ખાતર અને પોતાની ફરજો બજાવવાને ખાતર પરદેશ જવું પડે ને બચ્ચાંઓથી જુદું પડવું પડે તે તેઓ સહન કરી લે છે.

નામદાર મહારાણીને પોતાનાં બાળકો ઉપર કેટલો બધો પ્રેમ છે તે સમજવા માટે જ્યારે તેઓ પોતાનાં નાનાં બાળકને પોતાની પીઠ ઉપર તેડી સાદા પોશાકમાં બગીચામાં ફરવા લઈ જાય છે. તે વખતનું ચિત્ર જોવા લાયક છે.

નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ પોતાના પૌત્ર એટલે હાલના નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જના કુંવરો સાથે દડે રમતા હતા અને એ વખતે નાના રાજકુમારોને રાજી રાખવા સારૂ પોતે હારી જતા હતા. એ વખતનો દેખાવ બહુ મનોરંજક થતો હતો.

આપણે ત્યાં રાજકુટુંબોમાં તથા શ્રીમન્તોમાં કેટલો બધો કુટુંબ-કલેશ હોય છે? અને એક બીજાથી કેટલાં બધાં ડરે છે? એક બીજાનો કેટલો બધો અવિશ્વાસ રાખે છે? અને કેવી ખોટી મ્હોટાઇમાં રહી જાય છે. તે જુઓ! અને બીજી તરફ આ બાદશાહી કુટુંબમાં કેટલો

બધો સંપ છે, એક બીજા માટે કેટલી બધી માનની લાગણી છે? અને એક બીજા ઉપર કેટલું બધું હેત છે તે જુઓ!

આપણા દેશના મોટા લોકોએ શું આમાંથી કાંઈ શીખવા યોગ્ય નથી? બેશક એમાંથી ઘણું શીખી શકાય તેમ છે. અને જો આ નમૂનેદાર રાજકુટુંબના જેવો વાત્સલ્ય પ્રેમ આપણા દેશના રજવાડામાં આવે તો હજારો માણસોની જીંદગી સુધરી શકે તેમ છે; માટે નામદાર મહારાણીના વાત્સલ્ય પ્રેમનું આપણા મોટા લોકોએ અનુકરણ કરવું જોઇએ.

## (૧૮) પ્રજા ઉપરનો પ્રેમ.

નામદાર મહારાણીને પ્રજા ઉપર કેટલો બધો પ્રેમ છે. તે બતાવવા માટે કાંઈ બહુ લાંબુ લાંબુ વિવેચન કરવું પડે તેમ નથી. કારણ કે દિલ્હી દરબાર વખતે જ્યારે તેઓ આપણા દેશમાં પધાર્યા હતાં અને અહીંની પ્રજાના ભલા માટે જે અતિશય લાગણી દર્શાવી હતી તથા મુંબઇ નો કિનારો છોડતી વખત પ્રજા પ્રેમને લીધે તે નામદારની આંખમાં આંસુ આવી ગયાં હતાં એ જાણીતી વાત છે. પ્રેમનાં આંસુઓ કરતાં બીજો વધારે મોટો પુરાવો શું જોઈએ, તે અમે જાણતા નથી. માટે આટલેથીજ બંધ કરીએ છીએ, અને એવો ને એવો પ્રેમ સદા રાખે એમ ઇચ્છીએ છીએ.

હવે છેવટમાં વાંચકોને જે કહેવાનું છે તે એજ કે નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુના જીવનમાંથી બને એટલો સાર લેવાય તેમ કરજો; અને અમારી સાથે તમે પણ પ્રાર્થના કરવા લાગજો કે 'હે પ્રભુ! અમારા નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ તથા મહારાણી મેરીને સદાય સુખી રાખજો! તેઓને લાંબુ આયુષ્ય આપજો! તેઓને હાથે અનેક શુભ કામો થાય તેમ કરજો! અને આ દેશના લોકોનું હિત વધારવાની તેઓના હૃદયમાં પ્રેરણા કરજો! તથાસ્તુ!!

ॐ शांतिः। शांतिः! शांतिः!

# જીવનચરિત્રોનો મહિમા.

"જે પુરુષોએ જગતના ઇતિહાસમાં પોતાનું નામ કર્યું અને સુધારાનો મોટો વારસો જે આપણે આજ ભોગવીએ છી આપણે માટે જેઓ પેદા કરી ગયા હોય તેમનું જીવન જાણવું વધારે જરૂરનું છે? એવા મહાશયોને લગતું જે કાંઈ હોય,- આદતો, તેમની રીતભાત, તેમની રહેવાની પદ્ધતિ, તેમનો અંગત હાસ, તેમની વાતચીત, તેમનાં નીતિ-વચન, તેમના સદ્ગુણ: તેમની મહત્તા, એ સર્વે હમેશાં રસભર્યો, બોધક, ઉત્તેજક અને કરણીય હોય છે."

"મનુષ્ય-વર્તનને ઉચ્ચ સ્થિતમાં લાવવાને મહાન અને ઉત્ત પુરુષોનાં જીવન-ચરિત્રોએ જે અસર કરી છે, તેનું જેટલું મૂલ્ય કરીએ તેટલું થોડું છે. આઇઝાક ડિઝ્રાએલી કહે છે કે, 'ઉત્તમ પ્રકારના મનુષ્ય-જીવનની સાથે પુનઃસંયોગ થવો, એજ ઉત્તમ જીવન-ચરિત્ર જાણવું,' સત્પુરુષોનાં જીવન-તેમાં પણ દૈવી અંશથી સ્ફુરાએલા નરોનાં જીવન વાંચવામાં આવે, તો આપણામાં બેમાલુમપણે નવું અજવાળું આવ્યા વિના રહેતું નથી; અને આપણે જાણે મૂળ હાલતમાંથી ઉંચકાઇને ઉંચે ચઢતા હોઇએ, તેમ આપણને લાગે છે."

ગણપતરામ અ. ત્રવાડી કૃત "સદ્વર્તન"માંથી.

---